અને મહત્ત્વ ઉકેલવા પ્રયત્ન કરી આપણે વિરમશું

કોઈ કદાચ કુસુમના લગ્નનો પ્રશ્ન ઉત્પન્ન કરશે. પણ કુસુમના લગ્નના વિચારને "જયા અને જયન્ત" સાથે સંબંધ ન હોવાથી નિરર્થક લંબાણ ઉચિત ધાર્યું નથી. કુસુમના લગ્નનો ઉદ્દેશ નિરાળોજ છે. ચન્દ્રકાન્ત કહે છે તેમ જગત કુમુદને સૂક્ષ્મ નહિ જોઈ શકે; જગત આંધળું છે. અને વળી સ્ત્રી-સૃષ્ટિદ્વારા કરવા ધારેલા લોકકલ્યાણમાં અવિવાહિત સરસ્વતીચંદ્ર નિષ્ફળ થાય. કુંવારું જગતની સ્થૂલ દૃષ્ટિએ અકારું થઈ પડે છે. એ પણ ખરું કે કુમુદને સરસ્વતીચંદ્રના "લખ હૃદયમાં હવે અલખ જગાવવાનો અધિકાર" નથી. સરસ્વતીચંદ્ર રૂપી કૃષ્ણની મોરલી કુસુમ થાય ત્યારેજ જગત એ અલખના લખ પાન કરી શકે.

રા. રા. અરદેશર ફરામજી ખબરદાર

# કાન્તનું સ્વર્ગપ્રયાણ

( હિંન્ય )

સ્વામીના સેવક વહાલા, ઓ ગુર્જરીના મણિ કાન્ત,
પ્રભુના અમૃતરસ પ્યાલા તે પી પાયા મરણાન્ત,
તુજ આત્મ-માર્ગ નિરાળા ક્યાં શોધ્યા આખર, શ્રાન્ત-
છોડી જગપંથ નમાલા ક્યાં જઇ પામ્યો એકાન્ત? ૧

વ્હાલા, તુજ હૃદયસિતારે જ્યાં છેડ્યા પૂર્ણાલાપ,
મૃદુ ઝરતી અમૃતધારે પળ ભૂલ્યા સૌ જગતાપ,
તુજ અંગુલિ તારે તારે ભમતી માધુર્ય અમાપ,
ક્યાં જઇ શોધું જગઆરે તુજ અદ્ભુત ગાનપ્રતાપ? ૨

ઓ બંધુ ગયો તું ચાલી કુદરતશું મરવા દૂર
લાગ્યાં શું અમ ઉર ખાલી ચોગમ દીઠે ચકચૂર?
સંભારી સ્વર્ગે વ્હાલી અહિં વાળ્યાં આનમનૂર?
ત્યાં ચાલ્યો ગાવા મ્હાલી શું ગાન પરમ રસપૂર? ૩

તુજ હૈયાની બલિહારી અહિં જોઇ અમે કંઇ ઓર,
તુજ સ્નેહવસંતે ભારી લચતાં મૃદુતાભર મ્હોર
કંઇ કંઇ ધારી અણધારી તુજ અંગે તપી બપોર!
ન્યારી, વ્હાલા, રે ન્યારી તુજ કુસુમ સમી ઉરદોર! ૪

ડોલી બહુ ત્હારી કીસ્તી ભવસાગરને તોફાન,
ખોળી ટરતી ને નીરતી તું રોજ રહ્યો હેરાન
તુજ નજર કદી નવ ખિસતી જ્યાં ઝગતું દૂર નિશાન,
તુજ સફર સફળ થઇ દિસતી સ્વામીકર દઇ સુકાન ૫

શું 'નથી ઇશ્વર દુખાનો'? શું 'કર્તાની કૃતિ ક્રૂર'?
જીવનભર તો રસભીનો તું, બંધુ રહ્યો કાં મધ્ય પૂર?

૪૪

બ્હેન શ્રીતિકા દિવાનજી:

## સ્મરણો

( શિખરિણી )

પિના ને માતાના સુખ સુખ ભર્યાં અંક મહીં જે,
વસંતી સ્નેહે તે હજિય મુજને ના વિસરતું;
ફરી ઇચ્છા થાતી મુજ હૃદયમાં બાલ બનવા.
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૧

સખી બ્હેનો વ્હાલી રમત ગમતે સાથી મરવે,
વળી ભાડું બહુ, રતિવિનિમયે સંગ ઉછર્યો,
થયાં છૂટાં તો યે ક્ષણ હૃદયમાંથી ન ખસતાં,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૨

મઝી ના ભાલ્યા ને શ્વશુર ગૃહમાં જૈ વસી, ત્યહાં
પમ્યા અંજાવાતો, હજિ ય ઉરમાં ચિહ્ન દીસતા,
કસોટીના ઘા એ પણ મૃદુલ ભાવે તરી રહ્યા,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૩

અને પેરે પેરે મુજ જીવનમાં ચેતન ભર્યું,
અહા જેના સ્પર્શે સુખમય બધું જીવન થયું,
ભોળી તે ફુલવાના વિસરી શકું શું લ્હાણું ફૂડલાં,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૪

૪૫

રા. રા. કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર વૈદ્યઃ

## કવિનું સમણું

(પદ)

સમણું દૂરનું દૂર રહે એ!
સમણા વાસ્તે દિવાનો બન્યો હું, એક-લેહ ચકચૂર–
સમણું દૂરનું દૂર રહે એ! ધ્રુવપદ.

આશા અંતરમાં ઉભરાતી,
ભાવરસે બુદ્ધિ છલકાતી,
શબ્દમાળ કંઠે ગુંથાતી,
તો ય ન આવે ક્રૂર! સમણું૦

રસપુષ્પોની સેજ બિછાવું,
ઉરહિંડોળે પ્રાણ ઝુલાવું;
આમંત્રણ ફરિ ફરિ દઇ આવું,
તોય કરે છે–અસૂર! સમણું૦

ના'વે તો ય ન લુપ્ત થાયે,
દગગામે ફરિ ફરિ ઝંખાયે,
કદિ કદિ તો પગલી સંભળાયે,
જાણે આ આવે–જરૂર! સમણું૦

આશનિરાશથી હૃદય મુંઝાયે,
મન વ્યાકુલતામાં અકળાયે,
*નૂતન શ્રીકુંક લગિર પમાયે,
તો સમણાનાં–પૂર! સમણું૦

---

* શ્રીની ફુંક, દિવ્ય પ્રેરણા, inspiration. નૂતનથી કવિનું તખલ્લુસ પણ છે.

૪૬

રા. રા. કેશવ હ. શેઠઃ

# મહિલાત્રિપુટીના મનોભાવ

[ શરદપૂર્ણિમાની રાતે સરોવર કાંઠે શિવાલયમાં દર્શન કરીને ત્રણ સાહેલીઓ સરોવર પાસે ત્રણ બાજુએ પાસે પાસે ઉગેલાં ઝાડ—આંબો, કેરડો, પીપળો—આવી રહ્યાં છે, ત્યાં જઈ બેસે છે અને કાવ્યનાનું સંભાષણ થાય છે. ગંગાગૌરી "ગંગાસ્વરૂપ" છે. તેનું રૂપક પીપળો છે, ઇચ્છાગૌરી સંતાનવાંઝ છે, એનું રૂપ કેરડો ગણાય, અને ત્રીજી તે પુષ્પાવતી ]

( વસંતતિલકા )

અમ્બર્જિનાં ઉર સમું અતિ સ્વચ્છ રૂડું,
ધીમે શિવાલય કને સર શાન્ત ઊંડું,
નિરભ્ર વ્યોમ શરદેન્દુ થકી સુહાયે,
એકાન્ત લોમપર ચન્દ્રનીમાં ન્હવાયે.
ત્યાં આમ્ર ને કરીર, પીપળ નામવતી,
ત્રિપુટી પાદપતણી શીત છાય દેતી,
તે કુંજમાં યુવતીઓ ત્રણ ત્રિપુટી શી,
ધીમાં સમીરસમ કહે નિજ આપવીતી

**પુષ્પાવતી**

( પદ )

"જો ! સખી ! જો ! જળ સરવરિયાનાં,
"ચન્દ્રની સહ કલ્લોલ કરે !
"ઉપવન ઉપવનમાં અમૃત સિંચી,
"શશધર રસ-તરબોળ કરે !
"કુદરતખોળે અમીવર્ષણમાં,
"વિશ્વ બધું અંઘોળ કરે !
"સૂર્યમુખી સમ વિલાયલું કયમ—
મુખડું ? અન્તર ખોલ અરે"

**ઇચ્છાગૌરી**

"કેમ કહું ? નથી વાચા ઉરને,
દિલદુ:ખ વ્યર્થ મુખે કથવું
"કળે ન અન્તરને અન્તર તો,
"પૂછી જાણ્યાનું શીદ મથવું ?
"વસન્ત ફાલે, વનવન ખીલે,
"ઉતરે લીલાં ફળ ફૂલડાં
"આમ્રમંજરી રસ પી કોયલ,
"ગીત સુણાવે અણમૂલાં

" હતભાગી શિર કરીર ઝૂકે,
" પત્ર, ફૂલ ફળ નહિ કશું !
" એમ થાય છે-હું ય ત્યજી ભવ,
" કરીરથી જઇ વને વસું !
" નવપરિણીત હું પ્રમદા હોયે,
" હતભાગી સન્તાન હીણી !
" સૂને ભવ સોઇ, જ્યમ રાતે-
" સોરની સરવર કમલિની. "

## પુષ્પાવતી

( વસંતતિલક )

" મા શોચતી કમલિની સમ, પુત્ર-કોડે,
" શાને હતાશ થઇ જન્મ વૃથા વખોડે ?
" અગ્નિ અગમ્ય, તદપિ સહુ કાષ્ટમાં છે,
" ઉતાવળે ફળ ફળ્યાં શું અનુભવ્યાં છે ?
" શ્રદ્ધાતણી અમરવેલ શી વેલડીને-
" સંયુક્ત શક્તિ સિંચી દૈવગણે ધરી છે;
" તે વેલીનાં વ્રત-તપોબળની પ્રભામાં,
" ઋષિ, મહન્ત, મુનિઓ ફળ સિદ્ધિ પામ્યા.
" ને કહે સખી ! મુજનમાં જ શું સુખ દીઠું ?
" શું પુત્ર, પુત્રી. પરિવાર ન સૌ ઉછીનું ?
" દીકા ઉછેર સહુ કુળ ઉજાળનારા ?
" છે દૂરથી જ નવલા નભ-તેજ તારા.

( પદ )

" સરવર જળ પર તરતું નાવ તે
" તારે કે ખુશાડે જો !
" કાષ્ટભિતરનો અનળ તેજ દે
" કે નિકંદન કઢાડે જો !
પૂંજય કે ચૂંથાય મલિનકર-
" કુસુમ, માળી ઉગાડે જો !
" પેટ પડે પત્થર કે હીરો,
" કળવા હિંમત આડે જો !

( વસંતતિલક )

" ઉડે વિહંગ ગગને ઉગતા પ્રભાતે,
" તું યે સ્વતંત્ર મૃગશી પ્રિય સ્વામી સાથે·
" જંજાળ-જાળ મનની, ભર મોદ માયા,
" તું તેજ, પુત્રની છે સરખી ! શ્યામ છાયા !

## ૪૭

રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# સવૈયા

### ૧—સતીરત્ન સાવિત્રી

શ્વશુરજનકકુલનું અણમોલું ઘરેણું ઝગઝગતું અતિસુંદર,
વિનીત, વીરરસથી ભરપૂર પવિત્ર બ્રહ્મથી પ્રેક્ષકમનહર,
ધર્મવચનના પ્રચંડ પાતાથી પાશધારીને મ્હાવનારૂ,
પતિદૈવત તે દૈવત ચાતુર્ ચન્દ્રદિવાકર લક્ષ્ય અમારૂં
( પતિદૈવત તે દૈવત=પતિને દેવ ગણનાર તે દેવી, સાવિત્રી પાશધારી=યમદૂત )

### ૨—સ્વયંસેવક શ્રીકૃષ્ણ

શ્રુતિ શ્રુતિશિર જેની સ્તુતિ ગાયે પુરુષોમાં પર જેનું ઉત્તમ,
અણુથી અણુ મોટા મોટાથી, યશ સર્જન જ જેનો અનુપમ,
જેનું ચરણામૃત મૃતિભંજન ભાગીરથી ભક્તિથી માગે,
અહો પખાળ્યા વિપ્રચરણ તે ઈશ્વરે પાંડવકૃત યાગે !

### ૩—કૃષ્ણ યશોદા

સતત પરિશ્રમથી પરસેવો શીતળ વહતા શરીર આખે
—'આ ન હિ, આ ન હિ'—એમ કહી ઉપનિષદો જે વર્ણવતા થાકે
તે પરબ્રહ્મ સ્વયં ધવરાવતી વળિ ધમકાવતી તેના કટિથી
બાંધતી દોરથી, ધન્ય યશોદા તે સત્કાર સમન્વિત નતિથી

### ૪—આ { દર / ચર / મર / ફર }

આ ફરી દર ફરે ચાદની સરખી મેજ ઉપર જે ભાતિ ધરે છે
આ ફરી ચર ફરે ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ પથ પસરે છે
આ ફરી મર ફરે મહીપતિશિરપર ધારી શોભા ભવ્ય કરે છે,
આ ફરી કર કર ફરે જોડીને ધણીનું ચીંધ્યુ કામ કરે છે
( ફરી=નાખીને ફરે=લપ )

૪૮

રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરાઃ

# સોરઠ

( ૫૬ )

દેશ દેશમાં વ્હાલો સોરઠ:
લીલોછમ હરિયાળો સોરઠ:
સર્વ રીતે રઢિયાળો સોરઠ:
કૃષ્ણગીતે મતવાલો સોરઠ:

ગોરસરસથી રસભર સોરઠ:
સીમડિયુંથી સુંદર સોરઠ:
સરિતાતીરે મનહર સોરઠ:
ગ્રામ્યજીવને સુખકર સોરઠ:

પત્થર પત્થર બોલે સોરઠ:
શૂર ઇતિહાસે ડોલે સોરઠ:
માનવ મહતી ખોલે સોરઠ:
વીર પ્રજાને તોલે સોરઠ:

પંખીતણા કલ્લોલે સોરઠ:
નૃત્યે મયૂરી ડોલે સોરઠ:
રાગેશ્વર રસ બોલે સોરઠ:
નાની નિજ દિલ ખોલે સોરઠ:

દૂહા નિત લલકારે સોરઠ:
રાસ રમે હલકારે સોરઠ:
નયન નયન પલકારે સોરઠ:
પ્રીતિમુખ મલકારે સોરઠ:

શૂરવીરતા જગતાજે સોરઠ:
કાવ્યગીતારસ રાજે સોરઠ:
પ્રાચીનતા પૂર ઓજે સોરઠ:
સંસ્કારિતા ગાજે સોરઠ:

સતીત્વતેજે રાચે સોરઠ:
કુદરત નિશદિન નાચે સોરઠ;
સ્વાગત સ્નેહી સાચે સોરઠ:
હેત હૈયાના યાચે સોરઠ:

દેશદેશમાં વ્હાલો સોરઠ:
લીલોછમ હરિયાળો સોરઠ:
સર્વ રીતે રઢીયાળો સોરઠ:
કૃષ્ણગીતે મતવાલો સોરઠ!

૪૯

૨૧ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી

# સ્નેહમુદ્રાનું અર્પણ*

[ કાન્તમાલા માટે મોકલનાર રા૰ રા૰ રમણીયરામ ગો૰ ત્રિપાઠી ]

( સવૈયા )

જે ઉર સ્નેહયજ્ઞ ચિરંટાયુ, ખીલ્યું જ જે ઉર શુદ્ધ રસોમા,
જે ઉરનું રડવું હસવું જગ જોઇ શક્યું ન, ન જોયું જનોમા,
ગાઇ રહ્યું અરી વાસ સુખે, દ્વિજને સુણ્યું તે સ્મતી જ છટામા,
વદ્યું સુણ્યું કરી એક સુનાડી દીધો ઉરને લયવૃત્તિઘટામા, ૧

સુખમા દુખમા અભેદ વિશેદી સ્થ્યું લપટાઇ ધરી પર-મોડે,
દષ્ટિમાં રચી મિત્રમરી અનુ- કંપનુ કંપન કંપન જોડે,
અભિલાષ વિલાસ ધર્યા કંઇ મિત્ર- ઉરે ધરી ખાન નચાડી ધરાવ્યા,
તે ઉરને જ સગર્તીજાન ચડે મુજ આ સ્મતો રમી રહ્યા. ૨

દષ્ટિ કરો ન કરો જન અન્ય નહીં મુજ ગ્રંથ પ્રિછે પ્રીત તેની,
✓ તાળી પડાવી શુણુ બહુ ' વાહ '' ન વૃત્તિ લગાર લખી મુજ એની
સ્નેહ તણા શુભ મામનું ગાન રહ્યુ ઉર-આગમ વૈદિક હું તો,
બ્રહ્મમુખેથી ખર્યા શ્રુતિછંદ જપું શુણુ તે મડે, શ્રોત્રિય, તું ગો ૩

તે તુજ ઊર તણે ઉર પેમી રમી રચી ચિત્ર પ્રમોદપ્રભા, એ
ઊરશીવે મુજ ઊરની વૃત્તિ શુ એ દિન ધારી રચી કવિતાને
એ કવિતા ચોળાય ઉરે તુજ ચંદનવત્ બની રીત સુગંધી
માળ બની લપટાય કુસુમની એ અભિલાષ ધરી ધરી અર્પી ૪

એ કવિતા તુજ ઊરની વાત કહે તુજ આગળ ઊભી ઊભી કહે,
નિજ તુજ શુદ્ધ સ્વરૂપ ખરું કરી મોહની ત્હારી થઈ થઈને રહે
એમ સ્વયંવરથી વરીને તુજ ઊર વસે મુજ એ દુહિતા,
એ અભિલાષ ધરી ઉર બહાર કરી-કર કોણુ તણે વસવા? ૫

---

* સ્નેહમુદ્રાને આરંભ નિવાપાંજલિ છે તે ચોરી છાપી છે તે રૂપમા પ્રકટ થવાનો નિશ્ચય થયો તે વખતે લખી તે પ્હેલા સ્નેહ અને રતિના જુદા જુદા વર્ણ રૂપના મણકાની માલા રચતા રચતા, એ બધા મણકાઓને માટે અર્પણના પદ્ય એકઠી થવા મંડ્યા જુદે જુદે વખતે લખાય હતા તેમાંનો એક ટુકડો આપ્યો છે તે ઘણું કરીને ૧૮૮૨મા લખેલો

૫૦

શ. શ. ચંદ્રકાંત મંગળજી ઓઝા:

# રસમાળી કવિઓને

( હરિગીત )

જગવંદિની વાગ્દેવીના હે એકનિષ્ઠ ઉપાસકો !
શશિશુદ્ધ વર સૌંદર્યના છો જીવનભરના આશકો;
ઉત્પુપ અમોને ભાસતી, ગાંભીર્ય ત્યાં અવલોકતા,
કટુતા વિષે યે મિષ્ટતા પીયૂષપુર પરિપોષતા.
સંસારની સર્વે દિશાનું સૂક્ષ્મ અવલોકન કરો,
ને તત્ત્વસંગ્રહ સત્ત્વના બદ્રાર્થ, બાગે, વાપરો;
મૃદુ મલપતાં સર ઝરણમાં, બાગે બગીચે મ્હેકતા,
બારીક આંતરદૃષ્ટિથી પ્રભુના પ્હનોતી પેખતા.
ઔદાર્યથી છલકાય ઉર, સ્નેહાર્દ્ર, સેવાશૂર છો,
ઝળઝળિત આગમ્યુ અજાયબ નેત્રનમણા નૂર છો;
નિત્યે નિખાલસ, કમલકોમલ, અમલ, ઓર પ્રફુલ્લ છો,
પ્રોત્સાહભર, સન્માર્ગ પ્રેરિત ગીતમાં મશગૂલ છો.
રાહત પૂરો વાત્સલ્યથી સંતપ્ત દિલ સંતર્પવા,
તત્પર રહો છો સર્વને મધુરી મઝાઓ અર્પવા;
સુરતાઝવન્ત બજાવતા જ્યાં આપ અનુપમ બંસરી,
વિસરાય કલહક્લાન્ત ધ્વાન્ત, રહે છ શાંત ઝરમરી.
જંજીર જગજંજાળની ના આપને સ્પર્શી શકે,
કમનીય કાવ્યઝલક ઝગે અંધાર ત્યાં ક્યાથી ટકે ?
ખુદમસ્તિના રસતાનમાં મસ્તાન આઠે જામ છો,
પૃથિવીપથિક સહુ રસિકના અંતર તણા આરામ છો.
દોરો જગતના તંત્રને ત્યમ સઘ એ દોરાય છે,
ઉપદેશના આદર્શ જે જનતા-જિગરને ગ્રાહ્ય છે;
આદેશ ને ઉદ્દેશ ઉત્તમ જે ઉતારો કાવ્યમા,
એ ઉદ્‌ભવે સુખસાજ માનવજીવનના સૌભાગ્યમાં.
અંતરઅમીથી ઉમળકા જે આપ આલેખો ભવે,
રસઘૂંટડા, જન, ઉામતા, પીતા ન તૃપ્તિ અનુભવે;
પીલ ય વધુ જ્યમ શેલડી આપે અભીષ્ટ મીઠાશને,
સંસર્ગ યોગ્ય થતાં વધુ સંગીત રમ્ય સુવાસને.
અય શાયરો ! નૂરે ખુદાઇ ખલ્કને પાનાર છો,
સૌંદર્ય, શીલ સૌજન્ય, ને શ્રેષ્ઠત્વના આધાર છો;
છો ઓલિયા, અહિયાં ઈલાહી ઇલ્મના ઉસ્તાદ છો,
આબાદ રહો મસ્તો ! અમારા જીવિતના રસસ્વાદ છો.

૫૧

રા. રા. ચિમનલાલ ભોગીલાલ ગાંધી:

# ચંદાને

(હરિણી) *

અમિન સકળ બંધુબ્હેનોને પ્રસુપ્ત કરી, સખી
સુખદ તુજ રશ્મીની રેલે પ્રસન્ન વિરાજતી;
અધિક દિવસે આજે તંત્રી જરા ઝણુણી રહે,
સદય તુજ વાત્સલ્યે હૈયું નવોદય કે લહે. ૧

હૃદયતણી એચેની સુરતી સુદૂર સરી જતી,
ઘટ ઘટ પ્રવેશંતી શાંતી સુમંગલ લાગતી;
જગતજડના ભૂલું, મ્હારૂં સજીવ પ્રકાશમાં,
નવલ ઉર્મે ડોલું,–શ્રદ્ધા મ્હને તુજ વ્હાલમાં. ૨

તુજ સમ, સખી, ક્યારે વિશ્વે પ્રસૌખ્યદ નીવડું,
અતુલમૃદુશો ક્યારે ચિત્તપ્રસાદ હું રેલવું ?
નવ–નવતમા* સત્યો અર્પી કરું મનરંજન,
દુખિત ભગિની ને વીરોનાં વળી ઉરસાંત્વન ? ૩

તુજ ધવલતામાં હું હૈયું પડે પડ ધોઉં છું,
પ્રિયતમ પિતાના કાર્યોને સુયોગ્ય બનાવું છું;
તુજ વદનની આકર્ષે છે પ્રસન્નગભીરતા,
સુખદુખ વિશે હું યે તેવો સમસ્થ બનું કદા ? ૪

મુજ હૃદયની ઉંડી ઇચ્છા—પવિત્ર રહું સદા,
ઋજુ પ્રણયમાં, ને વાણીમાં બને તુજ કે સુધા;
દૃઢતમ રહું કર્તવ્યોને પ્રભુકૃતિને વશ,
પરજનહિતે વાધે હૈયું સદૈવ સમુદ્યત ! ૫

(અનુષ્ટુપ)

પ્રેરણા આપજે ઓર કૌમુદી સમ ઉજળી,
શાંત મીઠી વહે સંધે, જીવતી પણ કૂમળી. ૬

---

* નવ, નવતર, નવતમ.

૫૨

રા. રા. ચુનીલાલ રામચંદ્ર શેલતઃ

# આમંત્રણ

(રાસ)

રંગ રમવાને આવે હો રસિકડી<br>
એ...આપણે જોડાવશું મોજે વરીઃ રંગ૦

વાંકી ચુંકી ખીણું ને ઉંડેરા કોતરાં,<br>
ખડબચડા ડુંગરા ને ચોવાડાં ખેતરાં,<br>
એ...તેના ડૂબશું આનંદે ઘડીઃ રંગ૦

છીછરલાં નાળાં દડે ખળખળતાં,<br>
પંખી ચડે સેલે આભ કલ્લોલતાં,<br>
આહિર ને ગોધણ જાય હાલ્યાં ડોલતાં,<br>
એ...ન્યાળશું ખડકોની પાટે ચડીઃ રંગ૦

ખાપુકી માલકીનાં ઘેટાનાં ટોળાં,<br>
ઉતારી ઊન તેના વણશું પટોળાં,<br>
એ...નાજુકડી મોજડી મખમલ મઢીઃ રંગ૦

તૃણના કમરબંધ, તૃણમણિમાળા,<br>
ધારીશા અંગે સોહે શાં રૂપાળાં,<br>
એ.. મોતું પ્રવાળ ને ચણોઠડીઃ રંગ૦

સુખિયા આહિરડાં નાચડા પાડશે,<br>
ઘૂમરીએ ગાશે ને ઘેરાં વગાડશે,<br>
એ...રીઝે જે ઇંદરના ઘરની પરીઃ રંગ૦

મીઠી મજાક મહીં વાલુની ટાપશી,<br>
બડકું શિરાવશું ને પાશુ કદી લાપશી,<br>
એ...પોચી શી ખીચડી ને દહિની કઢીઃ રંગ૦

ફુલોની સેજમહીં ફુલોનાં પોઢણાં<br>
ફુલોના પંખા ને ફુલોના ઓઢણાં,<br>
એ...સુંઘવાને વ્હોતેરી ફુલની છડીઃ રંગ૦

## ૫૩

રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ:

# શરદ્વર્ણન

(વસંતતિલક)

આ કાસ[1] નિર્મલ તણાં શુભ વસ્ત્ર ધારી,<br>
આ ચક્રવાક[2] ધ્વનિ નૂપુરને સમારી,<br>
ધાન્યો નવાં દઇ દઇ અતિસાર[3] નારી<br>
જો જો ઋતુ શરદ સાસરિયે પધારી.

વૈદ્યોની કોથળીરૂપી બચકો ભરીને,<br>
રોગીનો કાયનર્ણો કોમલતા હરીને,<br>
મંદાગ્નિએ પ્રમિત ભોજનને કરીને.<br>
આવી ઋતુ શરદ સાસરિયે ફરીને.

મંદાગ્નિથી ઉદર, વાયુવડે શરીર,<br>
ખાંસીથકી કંઠ, ગરમીથકી તમ શિર,<br>
રુચિવિના મુખ, વિના બલ પાય,–ગાત્ર<br>
શોભે રુડાં શરદમાં યમલોક પાત્ર!

સૂનાં પલંગ, બહુ માણસ સેવવાને,<br>
રૂડો રજાઇગણુ ટાઢ બચાવવાને,<br>
પૂછાય વાર બહુ 'ભોજન શું બનાવે!'<br>
—રાજાદિનું સુખ શરદ સહુને બનાવે!

પીવા કિરાતજલ સુંદર રોગ જેવું,<br>
ખાવા ક્વિનૈન સરખું શુભ શુભ્ર લેવું,<br>
હુંહુંકાર શબ્દ મુખમાંયથકી . માત્ર કહેવો,<br>
—લ્હાતો નથી શરદનો કુણ લાભ લેવો

ખાવાનો તો જહેર જાય જહર જેથી,<br>
જાવાનું જાય મઢી કે ઘર આંગણેથી,<br>
સૂવાનું થાય સુખથી કરવું ન કામ,<br>
—પૂરે નહીં શરદ સુંદર કોનો હામ '

---

ટિપ્પણ:

૧ કાસ: કાસડો અને ચાળ ખાંસી, બે ય અર્થ.<br>
૨ ચક્રવાક: પંખી અને ચક્કર ચક્કર વાળી બે ય અર્થ.<br>
૩ અતિસાર: રોગ અને અતિ સારી, બે ય અર્થ

૫૪

શા. ૨૮. જન્મશંકર—લલિત:

# રસર્ષિ કાંતનાં સદ્દર્શન

૧

શરણ જ મને ત્હેં લીધો ને અનુગ્રહ ત્હેં કર્યા:
તુજ પ્રણયના રશ્મિ જેવા મને સુહૃદો મળ્યા!
મુજ ઉદયના તારાયોગે ઝીલાવી રહ્યા ત્વરા—
પ્રબલ કરવા જો! આવ્યા એ સખિ! કવિ કાંત આ:

૨

ટહુકી ઘુમતા લાડિલીના કલાપીની કુંજમાં—
સુરમપૂરના પેખ્યા પ્હેલાં રસજ્ઞ સમાજમાં—
કરણ મધુરાં કાવ્યે જેની સુહાય રસાર્દ્રતા—
સ્વકીય પ્રણયે કાંતા પુજે જુઓ! સખિ! કાંત આ!

૩

નિરખી તમને 'ઉર્મિલા' માં 'સીતાવનવાસ' માં—
'જીવનજલ'ની ગીતા ગાઇ સદૈવ સુહાવિયા'
લલિત કવિના ન્હારી જેને ગમી તમ પ્રેમની—
સુહૃદમણિએ કલ્યાણેચ્છા ઝીલો સખિ! કાંતની!

૪

લહરીમય કૈં કેકે ગુંજે! દગે વચને ઝૂલે!
મનભર ન શું માધુરીએ ભર્યું જગને ડૂલે?
નહિ જરી શકે જ્યાં ત્યાં જેની સખિ! સુકુમારતા—
દીન અધીન એ અશ્રુભીના રસર્ષિ જ કાંત આ!

૧૯૭૮ વૈશાખ
જૂનાગઢના જન્મતીર્થે

### ૫૫

રા. રા. જયન્તીલાલ ચકુભાઈ ભટ્ટઃ

# રામરાજ્યાભિષેક અને વનવાસ

(એ લાંબા કાવ્યમાંથી પ્રથમ ખંડ, શ્લોક ૧૬)

(અનુષ્ટુપ્)

લોકના રામનો આજે યૌવરાજ્યાભિષેક છે,
વસે આનંદ સર્વત્ર, સીતાને ત્યાં વિશેષ છે.
હર્ષના સૌ પ્રસંગો એ દેવની કરુણા જ છેઃ—
માનતાં વર્તતાં સીતા, સીતાની ગ્રહહૃલિ એ.

(ઉપેન્દ્રવજ્રા)

હર્ષસ્થ પેઠાં પ્રભુમંદિરે તે,
ધ્યાનસ્થ થ્યાં એ ઘડિમાં પછી તે;
પ્રત્યક્ષ હૈયે જગનાથ થાતાં
આનંદ આનંદ રમી રહ્યો ત્યાં.

(અનુષ્ટુપ્)

સીતાના મ્હેલમાં આજે માણસો ઉભરાય છે
હસે છે સર્વનાં હૈયાં હર્ષનો અવતાર છે.

(શિખરિણી)

રમે છે ઉલ્લાસે પરિજન બધાં સ્વસ્તિક રુડા,
ગુંથે છે કો બીજા સુરભિ કુલની રેખ રચના;
કરે છે તૈયારી કુશલ જન સૌ તોરણતણી,
દિસે છે જ્યાં ત્યાં સૌ સમય રચતી કાર્યસરણી.

(અનુષ્ટુપ્)

ન જાણે જાનકીનાથ પ્રભાતે શું થવાનું છે,
ક્યાંથી તો જાનકી જાણે ઘડીમાં શું થવાનું છે.

(શાર્દૂલવિક્રીડિત)

સીતાના શુભ મ્હેલમાં દઢ થઇ શ્રીરામ આવ્યા ખરા,
કિંતુ કાંઇ ન બોલતા નયનને નાચ્યાં નમાવી ઉભા;
છૂટ્યો સ્વેદ બધે, વિવર્ણ બનતાં મોંડું ય ઝાંખું પડ્યું,
અંતર્ગોઢ વિરોધવા બહુ મથ્યા કિંતુ ન ચાલી શક્યું.

(અનુષ્ટુપ્)

સીતાને પ્રેમ દેવતા, બીજને, પ્રેમરૂપને,
રુદન એ કારણે ખિન્ન રુદન શ્રીરામના બને.

( શાર્દૂલવિક્રીડિત )

જોતાં વેંત જ વ્યાકુલેન્દ્રિય બધી શ્રીરામની ખેદથી
પામ્યાં ક્ષોભ અથાગ અંતર્વિશે સ્નેહાર્ત્તની સ્નેહિની;

( અનુષ્ટુપ્ )

" શું છે નાથ? પ્રભો શું છે ? શો છે આ ખેદ આપને ?"
શોકસંતપ્ત પૂછે છે સીતા શ્રીરામને હવે.

( ઉપજાતિ )

" મુહૂર્ત આજે અભિષેકનું છે,
નક્ષત્ર 'પુષ્યે ગુરુ ચંદ્રમા' છે,
આનંદ આનંદ બધું રટે છે,
ત્યાં શોક આવો પ્રભુ શું ઘટે છે!
નથી ધરાયું કયમ છત્ર માથે ?
ન નાખતું ચામર કોઇ આજે ?
બંદીજનો ક્યાં સઘળા ગયા છે ?
કોઇ નથી સેવક કેમ સાથે ?
પાળા પગે અત્ર સુધી પધાર્યા ?
હાથી અને સાધન કેમ ના'વ્યા ?
જોટલ ચચ્ચાર મહાશ્વ જેને
ન તે ત્હમારો રથ કેમ આજે ?
દહીં અને માક્ષિકયુક્ત નીરે
તીર્થસ્થલોના કળશો ભરીને
બોલાવતા બ્રાહ્મણ કેમ આજ
નથી ત્હમોને પ્રહશાંતિ કાજ ?"

( માલિની )

વચન વિનય વાળાં ઉચ્ચર્યા આટલાં જ્યાં
દડ દડ દડ ચાલી અશ્રુની ઉષ્ણ ધારા;
હૃદય મહીં ઘુંટાયો શ્વાસ ઝઝો રીંગાને,
કશું નવ પછી બોલી ત્યાં શક્યાં રામને એ.

( અનુષ્ટુપ્ )

ફરીને એકઠું ધૈર્ય શમાવી શોકવહ્નિને,
ધર્મયોગી મહા રામ સીતાને વળવે કહે.

૫૬

રા. રા. જયશંકર જીવનરામ જોશી:

## ભાવોની ભરતી

(૫૯)*

ભાવોની ભરતી ઘૂમે રે! ધ્રુવ.<br>
ઘૂમે ઘૂમે ને ઊંચી ઊછળે,<br>
ન્હાનકડા હૈયામાં કેટલીક માય રે— ભાવો૦<br>
ગીતો ઝીણેરાં લલકારિયે,<br>
તેના પડઘામાં રાજિયા સુણાય રે— ભાવો૦<br>
વ્હાલી બજાવિયે વાંસળી,<br>
હૈયાં ઉછળે ઉછળે ને મુંઝાય રે— ભાવો૦<br>
રંગો લઈએ ઇંદ્રચાપના,<br>
સુખે દોરિયે ને વેદના ડોકાય રે— ભાવો૦<br>
સંસાર શો પ્યારો ભાસતો,<br>
ક્યાં યે ઉડીયે આઘા એમ થાય રે— ભાવો૦<br>
જઈયે ઉડી વ્યોમનાડીએ ?<br>
કે ચીરિયે સાયર, ઊંડાઇ રે— ભાવો૦<br>
ભમિયે ઉગાડ્યા સાથમાં ?<br>
કે લપાઇયે અંકે રયણીમાંય રે— ભાવો૦

---

* આશાભર્યાં તે અમે આવિયાં—એ ઢાળ.

૫૭

બ્હેન જ્યોત્સ્ના શુક્લ:



## મીઠી યાદ

( ખંડ શિખરિણી )

કદા મધ્યાહ્નને કે
મધુરી સંધ્યાએ
કદા પીયૂષાંશુ–કિરણ શિતળે સ્નાન કરતાં,
કદા પુષ્પોદ્યાને, કદિક રસકુંજે વિહરતાંઃ
( વસંતતિલક )
સૌંદર્યસ્નેહમય રમ્ય નિસર્ગ જોતાં,
માણ્યું મધુરું સહજીવન યોગવેળા;
તેવું ન શું, પ્રિય ! ફરી કદિ માણવાનું ?
સ્વચ્છંદ શું કુદરતે નવ ખેલવાનું ? ૧

કદા રાત્રીઓરે
કદા ઊષઃકાલે
કદા એકાંતે કે કદિક પ્રિય મિત્રો સહ; સખે !
પીધો લીધો રેડયો હૃદયરસ, ભીંજ્યાં દિલ, સખે !
ભૂલ્યાં કદીક નિયમો, તપ, ભાન ભૂલ્યાં,
ક્યારેક સંગીતરસે જગ–જાત–ભૂલ્યાંઃ
ક્યારેક કાવ્યસરિતે ડુબિયાં તણાયાં,
એવું શું એવું, પ્રિય ! ના ફરી માણવાનું ? ૨

કદા હર્ષોચ્છ્વાસે
કદા આનન્દોધે
ચુમી સામાસામા નયનજલ તાપો શમવતાં
અહા, માણ્યું કેવું સહજીવન એ ધન્ય જગમાં ?
એવા સુધન્ય જીવને, પ્રિય ! યોગવેળા
આનન્દ ઓઘ પર ઓઘ હતા વહંતા !
–એ ભોગસ્નાન, પ્રિય રે ! ક્યમ વીસરાયે ?
ના શું મીઠો સમય એ ફરિ વાર આવે ? ૩

૫૮

રા. રા. ઠાકોરભાઈ પીતાંબરદાસ દેશાઈ:

## ના શકયો

( હરિગીત )

તારા પ્રભાવે તેજના મિટ માંડી ન્યાળી ના શકયો,
તારી પુઠે ભમતું ધવાઇ હૃદય ખાળી ના શકયો;
તારો હજુર બંદો બની દિનરાત રહી હું ના શકયો,
ઉભરા કરોડો હેતના દિલ ખોલીને કહી ના શકયો.

તારી અનોખી મરજી, ઓ ચમેલડી, સહી ના શકયો,
મનહરણી મારી ફાંકડી ગુણ ગાઇ તારા ના શકયો;
મીઠી મદીરા પ્રેમની તારી હું જિરવી ના શકયો,
તુજ નાજને ઊડાવવા જરી તક હું મેળવી ના શકયો.

તરછોડીને મધુરી, જતી અટકાવી હું તો ના શકયો,
આનંદ તારા વગર મુજ દિલનો ટકાવી ના શકયો;
અયિ જિગર, અયિ મુજ પ્રાણ, તારો વિરહ સાખી ના શકયો,
મનમાં પડી ગઇ જે નિશા દુઃખકેરી ખાળી ના શકયો

તારા મનોહર નેનને સરખાવી કો શું ના શકયો,
એ નૈનની સેને મને થથરાવિયો બચી ના શકયો;
તારા પ્રણયના કોપને કેમે નિવારી ના શકયો,
નિશદિન તારી યાદ થાતી, વ્હાલિ, વારી ના શકયો.

તુજ ધ્યાનમા ગુલતાન બનીને ભાન રાખી ના શકયો,
દુઃખદેયણું ભૂંડું વિકટ તુજ માન ટાળી ના શકયો;
અન્યા ભજું નહીં સ્વપ્નમાં, પણ વ્હેમ ટાળી ના શકયો,
હું છું જ મારી, ઓ ચમેલી, ટેક એ મુકી ના શકયો.

૫૯

૨૧. ત્રિભુવન પ્રેમશંકર કવિઃ

# સોરઠા

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. ગોરધનદાસ ગિરધરલાલ વ્હોરા )

( સોરઠા )

કિશોરવસ્થાળાં[૧] જ અવલમ્બન ઊડી ગયાં,
સંસારી સુખ સાજ અમરલોક વ્હેતાં થયાં. ૮૧૧
સાવલમ્બન શૂન્ય[૨] એકાકી મુજ આતમા
પ્રભુ પ્રેમનાં પુન્ય મળેલ દત્તથી માનતો. ૮૧૨
ત્રેરી વિષમ જવાળ મનુલોકે પગ મૂકતાં
સાવ કરી કંગાલ ચેતનને શોષી જતી. ૮૧૩
નિર્જન ચેતનહીન મનુજસંઘ મુકી પરો
એકાકી દિલ દીન કુદરતમાં જાતું જરી. ૮૧૪
ત્યાં તો અતિ આનંદ, જૂના સોબતીસમ, મ્હને
ભીડી અંગેઅંગ, ચેતન પુનઃ જગાડતો. ૮૧૫
માનવ મુડદું માની, સ્પર્શનથી છૂટો થતો,
કુદરત દીલોજાની વધુ વધુ તેમ વધાવતી. ૮૧૬
આતશના અંગાર પદ ભરું ત્યાં જન પાથરે,
કુસક અપરંપાર દુઃખે જાઉં ચરચરી. ૮૧૭
કુદરત સ્થાને સ્થાન વસંતફુલડાં વેરતી,
જરીક પદ ભરતા જ તૃપ્તીએ જાઉં ઠરી. ૮૧૮
પ્રથમ ઘાવ ગંભીર રૂઝાણો ન્હોતો જરી,
ત્યાં તો છોડી તીર કાળે બેઠાં કાળજાં. ૮૧૯
નિર્મળ રમ્ય સુવાસ કુદરતમાં કેલિ કરે,
ત્યા આ શ્વાસોચ્છ્વાસ સદાય સુખકર છૂટતા. ૮૨૦
સુયોગ વગડાવાસ, ઇંદિરા ઉત્સંગ લે,
—રાધાવરનો રાસ ! —મુક્તદશાસુખ માણતો. ૮૨૧
અંહવિઘાના[૩] ભાવ જાગ્રત થાતા જોગના;
પાડે પગલાં પાવ પરમ પ્રેમના પંથમાં. ૮૨૨
ભીને નયને, ભ્રાત, દૂરથકી દેખું બધું:
કાતિલ દરશે[૪] ધ્વાન્ત પુનરપિ છો ને પીડતો. ૮૨૩
ભેગું ચક્કર થાય દુર્જનના દેદારથી,
—શી રીતે સ્હેવાય રજનીપતિથી રાહુને ! ૮૨૪

અવણે ચસકા શૂળ વચનપ્રહારની વેદના,
હેવાનોની હૂલ હરદમ દિલમાં સાલતી. ૮૨૭
માનવ કંટક જાન દૂર કરી આ દેહથી
લીધી વગડાવાટ ચેતનને સુખ આપવા. ૮૨૯
અવણે મંગલ સૂર કોકિલા કલરવ કરે,
ભરી અમી ભરપૂર દેહભાન ભૂલાવની. ૮૨૮
પંખી પારાવાર રમતાં યોગી રસિકડાં,
દિલાવરી— દિલદારી સંગત એવાં સાધુની! ૮૩૦
ધનન ધનન ઘડિયાળ! ઘમ ઘમ વાગે ઘૂઘરા!
ઝાલરના ઝણકાર! સનાર સુરીલા છૂટતા! ૮૩૧
નહીં વિશ્વનાં વાદ્ય અમરભોમનાં વાદ્ય એ,
છે રે એ સૌ સાદ સ્વર્ગપંથની સૂચના! ૮૩૨
મોરલી મીઠી વાય, મૃદંગ મીઠાં તાન દે,
ઉદધિસ્વર અક્ષપાય[5] ગૂંગીધ્વનિ[6] જરિ છૂટતાં. ૮૩૩
જો ને ઝાકઝમાળ ઉજ્જવલતા આભે તરે!
દમકત વિદ્યુનમાળ વિમાન એવું ઊતરે! ૮૩૪
નંદનવન સમ બાગ ઇંદ્રભવન સમ ભવનમાં
અમરસમાં અંગાગ વચ્ચે વનિતા કો પરી! ૮૩૫

---

• ટિપ્પણ

૧ કિશોર અવસ્થા. ૨ સાવ અવલંબન શૂન્ય. ૩ બ્રહ્મવિદ્યા. ૪ દરિયો વડે. ૫ આલાપે, આલાપ થાય ૬ શૃંગાધ્વનિ ગિરિના પવનને માટે કવિએ વાપર્યું લાગે છે. વગેરે, વગેરે.

જે ચોપડામાંથી આ સોરઠા લીધા છે, તેમાં ૧૧૦૨ સોરઠાની નકલ છે; વિષયોના મથાળાં, કે એક વિષય પૂરો થાય અને બીજો આરંભાય તેનું સૂચન, કે એવું કશું જ છે નહીં; કવિએ એ બીજી વાર જોયા જ નથી: એટલે ઉપલા પસંદ કરતાં સંગ્રહકર્તાએ અનુક્રમમાં ફેરફાર કર્યો છે, અને એ છોડી દીધા છે, તે દર્શાવવાને દરેક સોરઠાની જમણી બાજુએ તેનો ચોપડામાંનો જ આંક મૂકેલો છે. એક બે ઠેકાણે અર્થ પ્રમાણે શબ્દ, જાતિ, વગેરેનો પણ કિંચિત્ ફેરફાર કર્યો છે. ટિપ્પણમાં સૂચવ્યા પ્રમાણે બીજે કેટલેક ઠેકાણે પણ કેટલુંક વાંચનારે જાતે બેસાડી લેવાનું છે.

૬૦

સ્વ. ત્ર્યંબકલાલ મણિશંકર વિઠ્ઠલજી:

## છપ્પા

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય )

૧

પ્રભુની મોટાઈ કાંઇ ગજેથી ગવાય નાહીં,
લેખણે લખાય નાહીં--કાલાવાલા કરવા !
પ્રભુને ભૂલવા નાહીં કામ કરો શુભ કાંઈ,
પ્રભુની સહાય સાહી,—નીકળવું ફરવા !
પ્રભુતણા ઉપકાર ગણ્યા તો ગણાય નાહીં,
પ્રભુગુણ સૂઝે તેવા—ચિત્ત વિશે ધરવા !
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુકૃપાએથી ખ્યાલ,-
વ્યવહાર કર્યા જાઓ પ્રભુ ન વિસરવા !

૨

પાપી પંડે પ્રભુ તારૂં એક વાર લીધું નામ,
તેવા પણ ગયા તરી, એ તો વાત નક્કી છેઃ
અપવારો ઉજાગરે અનાચારો કર્યાં પુણ્ય,
તેવા પ્રભુ તાર્યા તમે, ખાતરી એ પક્કી છેઃ
હું તો પ્રભુ તારાં ઘણાં ઘડી ઘડી નામ લઉં,
એકાદું તો સાચું હશે, એવી કાંક વક્કી છેઃ
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુકૃપાએથી ખ્યાલ,-
વ્યવહાર કર્યા જાઓ—તરવું તું-થકી છે.

૩

તાવવાની તરખડ પ્રભુ તારે તજી દેવી
સહન ન થાય કળિ—યુગ કેરાં જનથીઃ
ખીચડી ચડતી હોય એક દાણો દાબી જોતાં
ચડી કાચી જણાય છે તુરત એ કણથીઃ
તેવી રીતે લાલતણો એક દાણો દાબી જોજે
તારા તરફ છે કેવો તન મન ધનથીઃ
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુ કૃપાએથી ખ્યાલ,-
તાવવાનું તજ, કહું વીનવી વચનથી.

૬૧

કવિ શ્રી દયારામ:

# શામળી સખી

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. નટવરલાલ ઇચ્છારામ સૂ. દેસાઈ)

( ૫૯ )

પ્યારી મનાવાને કારણે રે મોહને મનમાં વાત વિચારી;
પ્રભુજી પોતે પધાર્યા રે સુંદર રૂપ સુંદરીનું ધારી. ટેક.
નવસાત વરસમાં, નવતમ જોબન, સ્વરૂપતણો નહીં પાર રે,
અંગ અંગ પ્રતિ આમન માધુરી, શું વર્ણું શૃંગાર ! પ્યારી૦ ૧
પીળી પટોળી પ્રેમદા, ને માલ કંચુકી કાળી રે,
મુનિજનને મન મોહ ઉપજાવે એવી આંખ આંજી અણિયાળી પ્યારી૦ ૨
નખશિખશોભા શી પેર વરણું, આભ્રણનો નહીં અંત રે
અનુપમને ઉપમા શી આપું, પાર ન પામે અનંતઃ પ્યારી૦ ૩
એવે અદ્દભુત રૂપે રામા રાધા સમીપે આવ્યાં રે,
ચકિત થઇ વૃષભાણુનંદિની ભાવ સહિત બોલાવ્યાં: પ્યારી૦ ૪
ક્યાં,રહો છો,સાખ,ક્યાં જાઓછો, શું છે તમારૂં નામ રે ?
ભૂલ્યા સરિખાં શું શોધો છો, કહો કોનું છે કામ ? પ્યારી૦ ૫
શામળી સખી છે નામ આમારૂં, ને વસિયે નંદગામ રે
જોવાને અર્થે જાશું અમો જ્યાં નટવર સુંદર શ્યામ: પ્યારી૦ ૬
કામિની મન-કાંઇ કપટે હું ખાળું નહીં તો નિશ્ચે એ જાશે રે,
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં લાલ લોભાશે: પ્યારી૦ ૭
રાધા કહે,સખિ,એ કારજ તમે, ભુલ્યાં કદાપિ નવ કરશો રે,
મળતામાં મોહન ભુરકી નાખશે, પૂંઠળ પૂંઠળ ફરશો ! પ્યારી૦ ૮
આપણે સાચો સ્નેહ બાંધિયે, લીજે પરસ્પર કોલ રે,
તમો કહો તે કરૂં અમો, તમો પાળો અમારો બોલ: પ્યારી૦ ૯
ફરી બોલ્યાના સમ ખાધા, ને વચન પરસ્પર દીધું રે;
પોતપોતાના મનમાં જાણ્યું જે ચતુરપણું મેં કીધું ! પ્યારી૦ ૧૦
શ્યામા કહે, " હું એ માગું તમે શ્યામ સમીપે ન જાશો રે;"
સખી કહે, " હું એ માગું તમે તેની ઉપર ન રીસાશો; પ્યારી૦ ૧૧
ના કહ્યા ના સમ ખાધા છે તે પાળો વચન થઇરાજી રે:"
—એમ કહી નિજ રૂપ પ્રકાશ્યું ! જોતાં જુવતી લાજી: પ્યારી૦ ૧૨
પ્રભુએ પ્રમદા પ્રસન્ન કરીને પ્રેમાલિંગન દીધાં રે;
વિજોગતાપ ટળ્યા, અધરામૃત બન્યો પરસ્પર પીધાં: પ્યારી૦ ૧૩
છુટયું મન, એકરસ થઇ બેઠાં, આનંદ ઉર ન સમાય રે;—
એ દંપતીની દાસી થવાને દાસ દયો ગુણ ગાય: પ્યારી૦ ૧૪

૬૨

રા. રા. દામોદર ખુશાલદાસ બોટાદકર:

## ક્ષિતિજ

( તોટક )

રસગુંજન ગોઠડિયો કરતા,
ઉરથી ઉર ભોગવવાને વસતા,
કંઇ કાળ તણા પણ કાળ ગયા,
અળગાં નહિ અન્તર તોય થયા.
અયિ ! વ્યોમવસુમતી વ્હાલભર્યાં !
તમ ઐક્ય અનુપમ ઉજ્જવલ આ
હરખી ઉર નેહભર્યો નિરખું,
પણ કાંઇ રહસ્ય નહીં પરખું :
કંઇ ગોઠ વસે તમ અંતરમાં ?
વળી મંજુલ મંત્ર કયો કરતાં ?
સ્વર એક કદી શ્રવણે ન પડે,
કંઇ ભાવ નહીં વદને વિલસે;
દિનનાથ ભલે ભ્રમણે ભટકે,
રજનીપતિની ગતિ ના અટકે,
નહિ તારલિયા સ્થિરતા સમજે,
નહિ મેઘ તણું મન વેગ ત્યજે;
પણ સ્વાસ્થ્ય ખરું તમ અંતરમાં,
નહિ મીટ મળે પળ એક અહા !
તમ મંત્ર સુણી જન કોઇ જશે,
ભય એ પણ અંતરમાં ન વસે;
પ્રણયી ઉરને ભય હો ન હશે !
નહિ જે ઉરમાંહિ વિકાર વસે,
નહિ હોઠ ભલે જરીએ ફરકે,
પ્રણયી ઉર તોપણ ગોઠ કરે;
વદને ન વદે પણ એ જ વદે,
શ્રવણે ન સુણે પણ એજ સુણે;
જગથી અળગા ઉર એ ક્રમથી,
સમજાવી રહ્યા શુચિ અન્તરથી;
પણ પાર હશે તમ ગોઠ તણો ?
તમ મંત્ર થશે કદિ પૂર્ણ અરે ?

ઉર સ્વાર્થ નહીં, તહિં પાર નહીં,
રહીં પાર શકે ફલસિદ્ધિ મહીં.
જગનાં સહુ શાસ્ત્ર સમાપ્ત થશે,
પણ 'પ્રેમપુરાણુ' ન પૂર્ણ થશે;
કંઇ વર્ષ પરે વહીં વર્ષ ગયાં,
અધુરી પણ એ રહીં પ્રેમકથા.
કવિઓ કહીં કાવ્ય અનેક ગયા,
રસિકો પણ કૈંક નિમગ્ન રહ્યા;
પણ એ રસ તો નહિ શુષ્ક થયો,
નવલો-નવલો હજી નિત્ય રહ્યો.
ઉર ભારતીનું નહિ ભેદ લહે,
કવિ પૂર્ણપણે પછી કેમ કવે?
રહીં એકજ અંગ રમી જનતા,
પ્રણયેશ્વર રૂપ વિરાટ સદા.
ઉર એ તમ સંગતિથી સમજ્યું,
નહિ ભેદકુતૂહલ કાંઇ ભજ્યું;
રસગોઠડી એ જ કર્યા કરજે,
હૃદયે કંઇ ભાવ ભર્યા કરજે.
પણ સ્થાન અરે! તમ ઐક્યતણું,
નહિ ધાવનથી પણ મેં નિરખ્યું;
કંઇ યત્ન કરૂં તમને મળવા,
પણ દૂર જ-દૂર દીસો હસતાં.
તમ મંત્ર સમુ તમ મેલન એ
રહીં નિત્ય સમીપ દગે દગને;
અધિકાર હશે નહિ અન્તરને,
સ્થલ સંગતિનું પણ કેમ જડે?
ઉરમાં અભિલાષ ન એ ય ધરૂં,
તમ પાર કદી મળવા ન કરૂં;
રસભેદ અગમ્ય સદૈવ રહો,
પ્રણયી ઉરમાં દિનરાત વહો.
લઉં શિક્ષણ હું તમ દર્શનથી,
કંઇ પ્રેમમહત્ત્વ શકું સમજી;
ફળ એ ઉરને કૃતકૃત્ય કરે,
પછી અન્ય નહીં અભિલાષ રહે-

---

૬૨

૬૩

અ. સૌ. દીપકબા દેસાઈ

# રાજા દશરથની અંતઘડી

( શાર્દૂલવિક્રીડિત )

"કૌશલ્યા, સખિ, આજ આ હૃદયના ચીરા અરેરે થયા—
પ્હેરી વલ્કલ રામ, લક્ષ્મણ, વધૂ સીતા વને સંચર્યા !
પૂર્વે થૈ ગયું ઘોર કૃત્ય મુજથી, તે, હાય, આંખે તરે—
સાધુ દમ્પતીની વગાળ ઉરની, હા દેવિ, આજે ફળે ! ૧

( વસંતતિલક )

હું યૌવરાજ્ય પદ ભોગવતો હતો, ને
ગાળે જ કાળ વહતો જઇ સ્થાનસ્થાને,
લેઇ ધનુષ્ય મૃગયા રમવા જતો હું,
ચિન્તા હરિ મૃગને હણી મોજ માણું ૨

( ઉપજાતિ )

જલે ભગતો ઘટ હોય જેવો
દૂરે સુણ્યો ત્યાં કંઇ શબ્દ મેં તો,
હું વૃક્ષથી તે કળી ના શક્યું,
મહિષ ધારી ઝટ બાણ છોડ્યું. ૩

( અનુષ્ટુપ્ )

'અરેરે ! ઓ હરિ !'—એવો શબ્દ ત્યાં શ્રવણે પડ્યો,
બન્યો હું બ્હાવરો, દેવિ, દોડી સત્વર ત્યાં ગયો. ૪

( શિખરિણી )

અને શું ત્યાં દીઠું—દિગ્મૂઢ ખરે હું બની ગયો
બિચારો કોઇ ત્યાં કુમળી કદળી શો ઢળી પડ્યો !
પડ્યો છે ઘા ઊંડો, અરર વહતી રક્તસરિતા—
ગળામાંથી બોલે કરુણ વચનો, 'હા ! થયું શું આ !'
'પિતામાતા મ્હારા મુજ વિણ અરે ઝૂરી મરશે—
જઇ વ્હેલા દ્યો ને જલ, જલ વિના કેમ જીવશે ?
પિતામાતાને લૈ તિરથ કરવાને નિસરિયો,
વિધિ રૂઠ્યો ત્યાં તો,—હત નૃપતિ ! તેં આ શું કર્યો ? ૬

( અનુષ્ટુપ્ )

વીંધ્યો મેં અંક સુવાડ્યો, અંગોમાં કૈં વળી કળ,
ફરી ધર્મજ્ઞ એ બોલ્યો કષ્ટે કાઢી ઝીણો સ્વર ૭

'ભલે મૃત્યુ થતું મ્હારું કર્મયોગે સહુ બને,—
અંધ માતાપિતા કિંતુ અરેરે ઘોર આ વને !
પ્રભો, સોંપું હવે ચિંતા—તું સાચો વિશ્વપાલક,
ધાર્યું તેં તે જ થવાનું, મિથ્યા માનવ સુંપદ ૯

( માલિની )

સુરપતિગુણ ગાઇ વત્સ સ્વર્ગે સિધાવ્યો
શરમમર્ડી કુમાઠી આત્મ મ્હારો હેતારો;
જલ લઇ પછી છાનું વૃદ્ધની પાસ મૂકયું,
—"શ્રમનહિ મુખજિહ્વા કોણ છે રે ? કહે તું !" ૧૦

( ત્રુટિત )

દુઃખદ વાતને કેહવી પડી,
જરાક એ ગયા સામળી છળી.
ભુલું ભુલું હું તો માર્યો માગતો
કરગરી વધો આંસુ સારતો—— ૧૧
'અરર પુત્ર તો નાં શકું હું,
પણ હવે જ હું પુત્ર તો થઇ;
ગણું પિતાજનેતા સમા સદા
—વચનના ખરા રાખવો સદા.' ૧૨

( અનુષ્ટુપ )

'આશાનંતુ ત્રુટયો, રાજા, કહે શું જીવવું હવે,
અજાણ્યા આંધળા ધાનો રોષ ના ધરિશે લવે.[1]
કિંતુ કર્મ કરે જેવાં તેવા ફલ જ સાંપડે,
ક્ષમા અમારી ના ચાલે, તું યે સુતવામે મરે.' ૧૩

( શાલિની )

ના—ના પીતું અંધ યુગ્મે જ વારિ,
ના સત્કારી યાચના લેશ મ્હારી.
નીસાસોમાં એ ય ત્યાં પ્રાણ ત્યાગે,
ત્રણે સાથે કાય એ અર્પી આગે.[2] ૧૪

( અનુષ્ટુપ )

ઘણાં વર્ષ વળાં, દેવિ, વીસર્યો એહ શાપને,
આજે વીમર્યો એ વર્ષો ફરી એ જોઇ પાપને.[3] ૧૫

( શિખરિણી )

ખરે છે આ શાપ્યા નિયત મુજ મૃત્યુતણો હવે,
અરેરે બન્નાશા[4] છે, તર હવે "શાંતિ ન લવે.

1 લવ પણ 2 આગમાં 3 એ હત્યાકૃત્ય ૨૫ પાપને 4 હનાશ, છેક જ નિરાશ



"ક્ષમા અમારી ના ચાલે તું યે સુતવાંસે મરે"

પૃ. ૨૨૨ સામે.

ગુ. પ્રિ. પ્રેસ.

હવે શાને કાજે કદિય ફરીં જો રામ ન મળે?
ગણુ શ્વાસે શ્વાસે,– કરુ ઝટ યમાલિંગન[૫] મળજે!" ૧૬

( અનુષ્ટુપ્ )

મધ્ય રાત્રી વીતી ચાલી રાય સ્વર્ગ સિધાવિયા
અજાણે થૈ ગયો'તે ઘા તો યે આ ફલ પામિયા ૧૭

( શિખરિણી )

'કરો તેવું પામો" જગતપતિનો ન્યાય સબળો,
કરો કારી બીજા અવર દુભવો તો દુખ રળો,
પ્રભુ પોતે જેને શિશુ બનીં પિતા પૂજ્ય ગણિયા,
ન તેને યે કાજે નિયમ દૃઢતામા લવ ચળ્યા ૧૮

---

૫ યમનું આલિંગન

૬૪

૨૫. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ

# અજીર્ણઆરતી

( કાન્તમાલાને માટે મોકલનાર રા. રા. સંતોષરામ દેવશંકર ભટ્ટ )

( આરતી )

જય ચૂરમેશ્વર ચાટક, જય લાડૂભટજી,
મહારથી મહાનસના, અરજ સુણો ઝટજી—જય દેવ! જય દેવ!

પ્રસિદ્ધ લડુકપંથ, છે ઘેંશની માતા
સેવન કરતા થાના અતિ રાતામાતા—જય૦
સુણી ચોરાશી નામ હરખ જ બહુ પામો,
આગળના એ ટકો જમવાનુ વામો—જય૦
અધમોદ્ધારણ માટ ગ્તો ગમ્યો છે,
ત્રિપિંડીથી ત્રણ લોક મોક્ષ જ દાખ્યો છે—જય૦
એક થકી દશ પાચ લાડુ દાળ વિના
આપ જમો છો પ્રીતે કુંડળીયુન ધીના—જય૦
વીશે અર્ધાહાર આપતણો જાણું,
પાણી પી પચ્ચીશે ભરો ફરી ભાણું—જય૦
પાપડ શાક અથાણું જમવા નહિ ગણ્જી,
સુણી "વિપ્રોને લાડૂ" માગો છો ગાજી—જય૦
ધીંગાણું ઘણી સાથ બાથ ભરી કરતા,
પ્રસાદ નવ દે પાળ્ળ ચિંતા નથી ધરતા—જય૦
થાના પૂર્ણાહાર તાણ કરે કોઇ,
પાચ જમો છો પ્રીતે તેથી રહુ મોહી—જય૦
પંપાળીને પેટ ઓહીયા કરી ઉઠો,
ઘેન સહિત નયણુથી આપ અધિક તુઠો—જય૦
પાચન પળમા થાય એ શક્તિ બાગી,
જઠરાગ્નિના બળ પર જાઉં બલિહારી—જય૦
મોદક વાર ત્રિપિંડી તિથિનું વ્રત કરશે,
પરમેશ્વરને ભજતા સહજ ઉદર ભરશે—જય૦
આ આરતી જન કોઈ લાડૂ જમી ગાશે,
અજીર્ણ તો નહિ થાશે, યૌવન લંબાશે—જય૦
વૃત માકરની સાથ ભામ શ્રાદ્ધ આવ્યો,
ગોધૂમપૂર્ણ નિધિએ મહિમા પ્રગટાવ્યો—જય૦

૬૫

રા. રા. દેસળજી પરમારઃ

# વિષાદ છાયા

( અનુષ્ટુપ્ )

અણુના ઢગલા ઊડી આવરે અવકાશને,
સ્મૃતિની ડંખમાલાઓ રીબવે રસ–આત્મને.

સારી યે સૃષ્ટિ આ હૈયે ઉત્સવે રમતી હતીઃ–
ગઇ એ!–એટલા 'હું'ની શી ભ્રમંકરતા રહી!
પડ્યા આ સહસા પંથે ઓળા ઘોર વિષાદના,
અટૂલું ચિત્તપંખીડું દેખે લેશ ન સાંત્વના.
ફૂલડું તુટતાં એક સૂતી નિસ્તેજ પદ્મિની,
અધૂરા સ્વપ્નની સંગી જાતાં મ્હારી ય એ ગતિ.
વાયુવંટોળને કોપે ભાગ્યું છેક વિમાન જો!
કઢંગા કટકા લાખ છૂટા ને હેતુહીન હો!
અનિદ્રા ના, સુષુપ્તિ ના, ના આ અંતર–જાગ્રતિ,
પ્રેમના પ્રાણ વિહોણી આપે ગળતી જાતડી.

સૂર્યની તેજધારાઓ વર્ષતી સ્થિર નૃત્યમાં,
વધે ઘટે શમે પાછી જાગે નિયતિચક્રમાં.
જાણું જે છાયડા આજે કાલે રમ્ય ઉજાસ તેઃ
ઘડીના સૌ વિકારો એઃ મ્હારો નિત્ય વિકાસ છે.
પૂરવા કલ્પનાસૃષ્ટિ વધંતી આત્મ–રિદ્ધિમાં
મથું છું હું સુખે દુ:ખે સાચી જીવનસિદ્ધિમાં.

૬૬

સ્વ નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ

## શાપસંભ્રમ

( કાન્તમાલા માટે મોકલનાર રા રા ત્ર્યંબકલાલ પ્રભુરામ ભટ્ટ )

( વસંતતિલક )

આ તર્ફ મઞ્જુલ સ્વરે રમતું વહેલું,
સામે ભયંકર અગોચર ગીચ ઝાડી,
મેદાન લીલું વચમાં પડયું વિસ્તરેલું,
ઊંચે હિમાલયતણાં શિખરો ગુલાબી.

( અનુષ્ટુપ )

સુગંધી વાયુની ઠંડી લહરી મંદ વાય છે,
મધુરૂં મધુરૂં ત્યાંથી વિહંગો પણ ગાય છે

( શાર્દૂલવિક્રીડિત )

આવી ત્યાં મૃગયુગ્મ બાલવયથી સાથે વસેલું ચરે,
ખેરે ઝાકળબિંદુઓ તૃણથકી, સાનંદ કૂદે ફરે,

( સ્રગ્ધરા )

ગ્રીવાભંગે નિહાળી અવર ગમ અને ચિત્તમાં હર્ષ પામે,
શૃંગો શૃંગોની સાથે ભરવી ભરવીને થાય છૂટાં, ઉગામે.

( અનુષ્ટુપ )

થયો ભિન્ન મનોભાવ તણાયા રસરેલમાં,
બદલાવા ધીમે લાગી ક્રીડા આ રતિખેલમાં.

( શિખરિણી )

વિલોકીને ઢૂક્યો વિકૃતિનિવશે સ્પર્શ કરવા
ખમી ત્યાંથી વાગી અસમ જવથી ફાળ ભરવા,
પડ્યો પૂઠે આ યે ઝટ પ્રિયતમાને પકડવા,
નથી દેતો છેટું અધિક હતું તેનાથી પડવા

( અનુષ્ટુપ )

અજ્ઞાનયૌવના એ તો લજ્જા પામતી બાલિકા
કોમલાંગી હતી જેવી મુકુલિત મૃણાલિકા.

( શાર્દૂલવિક્રીડિત )

દોડી નીર ઝરા તરો ફરી ફરી મેદાન ઝાડી વિશે,
વારંવાર પ્રવેશ ગમ્ય કરતાં આવેલ પ્હાડી વિશે;
નાખી પાછળ દૃષ્ટિ તો હજી સુધી પીછો નથી છોડતો,
દીઠો મારુતવેગ આગળ વધ્યો ઉત્સાહથી દોડતો

( અનુષ્ટુપ્ )

સુકુમાર બિચારી હા ! એ તો થાકી ગઈ હતી,
નિરુપાય પછી ઊભી સ્વસ્થાને જ રહી હતી.

( દ્રુતવિલંબિત )

અવિરત શ્રમથી બહુ હાંફતી,
શરમ ને ભયથી કંઇ કાંપતી;
નિકટ આવીં ઉભો મૃગ ફૂલતો,
વિનયથી મદની મહીં ઝુલતો.

( અનુષ્ટુપ્ )

ભય સંકોચ ને લજ્જા થયું સૌ દૂર તત્ક્ષણે,
સસ્મિત પ્રેક્ષવા લાગ્યાં ઉભયે સ્નિગ્ધલોચને

× × ×

( અનુષ્ટુપ્ )

સુસવાટ થયો મોટો ઘટામાં દૂર ઝાડની
ને પડયો પડઘો એનો તળેટીમહીં પ્હાડની.

( શિખરણી )

કુરંગી ચોપાસે નજર કરતી ત્રાસચકિત,
પડયો ત્યા તો નીચે નર વિકલ નિઃશ્વાસસહિત;
કલેજું વીંધાયું શરપતનથી કૃષ્ણમૃગનું,
શકાયે ના જોઇ અહહ ! હૃયની દૈન્ય દગનું.

( અનુષ્ટુપ્ )

સોહામણો શિકારી એ ઝાડીમાંહીંથી નીકળ્યો
ઉતાવળે પદે એ તે મૃગયુગ્મભણી વળ્યો.

( શાર્દૂલવિક્રીડિત )

મૃત્યુદ્વાર સમીપ એ હરિણીને નિઃશ્વાસ નાખી જુવે,
જો કે વાણી નથી મનુષ્ય સરખી, અસ્પષ્ટ તોયે રવે;
આંસુ જાય વહ્યાં ભર્યાં નયનથી ચોધાર, તે કો લ્હુવે ?
દેખી ધીરજ વ્યાધનું હૃદય આ ભેદાઇ જાતું પુરે.

( અનુષ્ટુપ્ )

ત્રૂટતા ત્યા રહ્યો જોઈ છેલ્લા શ્વાસ જ બેયના,
ગઇ જામી અને તેના અંતર્મા તીવ્ર વેદના;

( વંશસ્થ )

'કરી શરે આ મૃગનું વિદારણ
થયો અરે દંપતીનાશકારણ;
વિચાર કીધો નહિ મેં નરાધમે,
અનંગ જોયો જ નહીં કુરંગમે !

૬૭

રા. રા. નાગરદાસ અમરજી પંડયાઃ

# કુન્તી અને દિવાકર

( અનુષ્ટુપ્ )

'આવશે દેવ, ' દુહિતર, મંત્રજપ કર્યા થકી',
પીડતું એ મુનિવાક્ય બાલાના મનને બહુ

( મંદાક્રાંતા )

ધીમો વાયુ ફરફર વહે વિશ્વની પાંખ હાલે
વિકાસીને વદનકમલો સૂર્યજ્યોતિ નિહાળે,
વીત્યું દિવ્ય સ્મૃતિ જગતનું સૌખ્યભીનું પ્રભાત,
આનંદેથી અધિક વિકસે અંતરે પ્રાણી માત્ર.

( શિખરિણી )

ઉભી બાલા હર્ષે ઘડિ ઘડિ વિચારે મન વિશે–
કદાપિ શું એવું મુનિવચન સાચું હઇ શકે !
અરે, આદિત્યો શું કદિ ય મનુ–આવાસ ઉતરે ?
અને એ તર્કોને લઘુ હૃદય વારી નવ શકે.

( અનુષ્ટુપ્ )

પરિણામ વિચારે ના, શાંતિ શંકાતણી ચહે,
કુમારી મુગ્ધ બાલા એ સહસા કાર્ય આદરે.

( વસંતતિલક )

સ્નાને પવિત્ર થઇ આસન વાળી બેસે,
ભાનુ તણો પુનિત મંત્ર ધીમે જપે છે,
પૂરો હતો નવ થયો જહિં મંત્રજાપ
ત્યાં તો ધસ્યો હૃદયમાં ભયનો પ્રતાપ

( શાર્દૂલવિક્રીડિત )

વાયુ સ્તબ્ધ ગયા, જલો સ્થિર થયા, પત્રે ય હાલે નહીં,
વ્યાપ્યું કેવલ તેજ તેજ સઘળે, આ તે થયું શું અહીં !
સંકેલાઇ સમસ્ત તેજ ક્ષણમાં બાલાતણા વાસમાં;
તેજસ્વી જન કો ઉભો જઇ દિસે મુગ્ધાતણી પાસમાં.

( શિખરિણી )

મિચાયાં નેત્રો જે સહન કરી એ તેજ ન શક્યાં,
છુટ્યાં અંગાંગેથી અપરિમિત બિંદુ જલતણાં.
ભુલી આત્મા જાણે નિમિષભર બાલા જડ બની,
શ્રુતિ ચક્ષુ હૈયે વિફલ પણ સંજ્ઞા ત્યજી નહીં !

( અનુષ્ટુપ્ )

જોઇ એ સ્થિતિ મુગ્ધાની સવિતા સાંત્વના કરે,
મધુરી વાણીથી શુદ્ધ બાલાને મંત્રદાન દે.

( ઉપજાતિ )

કદીક કાલે ભય દૂર થાય છે,
લજ્જાતણા વર્ણ મુખે ભરાય છે,
ના તે લહે કૈં સુરમંત્રમર્મને,
તોયે શ્રુતિ એ મધુરી જણાય છે.
વાતાયનેથી જરિ બ્હાર જોતાં,
પુષ્પો ખીલેલાં નજરે પડે છે;
કેલિ તથા ગુંજન ભૃંગ કેરૂં
મનોર્મિને પોષણ દે અનેરૂં.

( દ્રુતવિલંબિત )

રવિ વદે, " અલિ, જો કમળો બધાં
વિકસતાં નિરખે પ્રિય ભૃંગ જ્યાં;
કમલિની, રસપાન કરાવની–
ભ્રમર આ હું ઉભો અધીરો બની '

( અનુષ્ટુપ )

મુગ્ધના તર્કે, સુશ્રોણિ, હૃદયોર્મિ વધાર્વી દે,
આમંત્રિત અતિથિના અંગાંગે રસ છાય દે."
બોલી ત્યાં શું શકે મુગ્ધા લજ્જાવર્ણી ઉભી રહી,
યૌવનોર્મિય ઉછળી દેવદૃષ્ટિ ફળી રહી.

( માલિની )

કદિ ન અનુભવેલો ભાર હૈયે ભરાય,
રસ રસ ક્યહિંથી યે અંગમાં ઊભરાય;
રવિસુરખ તેજે ચંદ્રનું બિંબ સોહે,
હૃદય ધબક જાણે સુંદરીવક્ત્ર મોહે !

( પુષ્પિતાગ્રા )

જઇ દૃગ ચળક્યાં સ્મિતાંશુહાસે
રવિ દૃગ તેજ વિશે વળ્યાં વિલાસે;
અમર પણ બન્યો અધીર લુબ્ધ
કર યુગલે લલના ગ્રહી વિલુબ્ધ.

( ઉપજાતિ )

ચંદ્રાનને રંગતરંગ ચાલે,
વિલોલ શાં લોચન મત્ત મ્હાલે;
કપોલકે ક્ષત સામસામા
થયા, ગયા, ધૈ મધુરી છટામાં.

( અનુષ્ટુપ્ )

આખરે અધરો બેના એકમેક રહ્યા પીડી,
હૃદયો જે હતા બે તે એક ભાવે ગયાં ગળી.
મહત્તા સર્વ ભૂલીને લઘુના પ્રેમને વરે,
ધન્ય! કુન્તિ મહાભાગે! સૂર્યનું હૃદયે હરે!

૬૮

રા રા "પથિક"

# સોનબા

સાત સાત ભાઇ તો પરદેશ ગ્યા 'તા,
ઘરદેશ માબાપ નાશી ગ્યા 'તા,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
વગડામાં સોનબા એકલા !

( અનુષ્ટુપ )

કાશીક્ષેત્રે કરી યાત્રા ફર્યાં બ્રાહ્મણબ્રાહ્મણી,
ઘણા યે પંથને કાપી થયા પામે સ્વગામની

( વસન્તતિલ- )

રસ્તે હતું અખડ ખેતર વામ બાજુ,
ખૂણે હતું વડનું વૃક્ષ વિશાળ તાજું;
તાપાર્ત્તના સકલ તાપ શમાવવાને,
ઊભૂં ઉદાર જીવતું શુભ છત્ર જાણે.
તેના પુરાણ પણ સુંદર થાળ પાસે,
એકાદ બે ઉપર ડાળ દઇ ઉગેલો,
કારુણ્યમૂર્તિ સમ આક હતો ઉગેલો,
જે શ્વેતપુષ્પ ઝુમખાથી હતો ભરેલો.
મધ્યાહ્નનો સમય હાવ થઇ રહ્યો 'તો,
આકાશમાં શિર પરે રવિ જૈ રહ્યો 'તો,
ને તેથી તાપ ઉકળાટ અતિ થતા, ત્યાં,
થાકેલ એ સ્થવિર વૃક્ષ તળે વિસામ્યાં.

( ઉપજાતિ )

થડે અઢેલી દ્વિજ કાંઇ બેઠો,
સમાર્યાં લીધાં પછી દોરી લોટો,
સૂના કુવાથી જલ ખેચ્યું લીધું,
તૃષાર્ત્ત બેએ મધુરૂં જ પીધું
તૃષા શમી, શાન્ત થયાં, છતાં એ,
સ્થાને થતાં વ્યાકુલ તો જણાયે,
સ્મશાન શું આ સ્થલ ગામનું હા'
જ્યાં દાહ દીધા પ્રિય પ્રેમીઓના

સંબંધીં કો શબ્દ કરે વિલાપે,
દુઃખી સ્થિતિ વર્ણવતું બળાપે,
એવા અહીં કૈં ઝણકાર વાગે,
છાતી વિશે શો અરરાટ જાગે !

( હરિણી )

વટતરુ રડે ? કૂવાનાં કે રડે જલ ? ખોલમાં
ગરીબ વિસર્યાં પારેવાંના હશે શું વિલાપ વા ?
વટ ઉપરનાં પંખી દુઃખે ફરી ફરીં શું લવે ?
અરર રડતું ચાળું આ કે શું આક-તરુ રુવે ?
ઘડિભર કરી એવી એવી ઉરે કંઇ કલ્પના,
કઠિન પણ એ હૈયાં જૂનાં જુવે નવ સાંત્વના;
નયનજલનાં વૃદ્ધાગાલે સર્યાં દૂય બિંદુડાં,
અધર ધરડા ધીમું તો ગે વદ્યા–'મુજ સોનબા !'

( મંદાક્રાંતા )

એ જોડાંને અતિ પ્રિય હતી સોનબા એક પુત્રી,
સૌથી છેલ્લી, પ્રિય પણ બધાથી પિતામાત કેરી;
પૂરેપૂરાં ઉભય ઉરનાં લાડમાં ઊછરી એ,
ભાઇ આઠે તણીં વિવિધ ને કોડીલી ચાકરીએ.
યાત્રા કાજે વડીલ નીકળ્યાં તે ક્ષણે ચૌદવર્ષી,
આજે વીત્યાં ઉપર વરસો બે વધુ સોનબાનાં;
જાણે વૃદ્ધો ગૃહ પુગીં જઇ લગ્ન લૈએ જ તેનાં,
એ માટે તે યુગલ હૃદયો નિત્ય ચિંતા કરંતાં.
શું જાણે એ નથીં જગ પરે સોનબા આજ પુત્રી,
શી રીતે એ કલપી જ શકે કે અહીં એ દટાઇ !
ના ના છૂપી પણ જગતમાં ઊઘડે કૈંક વાતો,
છૂપાં પાપો અકળ વિધિએ થાય આપે છતાં તો !
વૃદ્ધા ઊઠી ગઇ સમીપ ત્યાં આકની, ને પછીથી,
પુષ્પો ફૂળાં જરઠ કરથી સ્પર્શવા જેવીં લાગી;
શબ્દો ત્યાં તો કરુણ કરણે સાંભળી ધૈર્ય હારી,
હૈયે ત્રૂટી સ્વર વળી લીંધા પુત્રીં કેશ પિતાની.

સાત સાત ભાઇ તો પરદેશ ગયા 'તા,
ઘરડેરા માબાપ કાશી ગયા 'તાં,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
વગડામાં સોનબા એકલાં !

( મંદાક્રાંતા )

શબ્દે શબ્દે શ્રવણ કરતી સ્તંભતી ચોકી વૃદ્ધા,
બોલે આ શું ? કવણ ? ન કશે ! આંહિ હા ! સોનબા ક્યાં !
ત્યાં તો વૃદ્ધે પણ કર જરા આકપુષ્પે અડાડયો,
એ વાચા, એ સ્વર પરિચિતે તે ય પૂરો ડરાયો.
બે યે વીલાં હૃદય સમજ્યાં સોનબાનું અનિષ્ટ
બંને ઉઠયાં ઝટપટ જવા ઘેર, ને જાણવાને
પૂરેપૂરૂં શિર પર હતું જે કંઇ તેહ કષ્ટ,
—ત્યાં તો વાયુલહર ગુંજતી ઉચ્ચરી વાણી સ્પષ્ટ !

( શિખરિણી )

અરે માઠી ત્હારૂં કદિ જ નહિ વાત્સલ્ય વિસરે,
લડાવ્યાં જે લાડો નહિ ભુલું પિતાજી કદિ ઉરે;
થઇ મોટી સૌના ઉપર હતી કોમલ બની,
કસાઇ ના કાયા તમ સઉ તણા સ્નેહ અતિથી.
તમે ને એ બંધુ વડીલ ખસિયા સાત, પછીથી
રહ્યાં હું ને બંધુ લઘુતમ, હતો જે પ્રિયમતિ.
વધૂએ તેને તો કળવી કળવી આળ ભરવી
ભમાવી મૂક્યો ને મુજ બની ગયો એ ક્રૂર અરિ.

( હરિણી )

વધુ વધુ દીધાં બંધુસ્ત્રીએ સહ્યાં સઉ કષ્ટ તે,
મૃદુલ કરથી કાણે બેડે વહ્યાં જલ કૂપથી;
વગર રસોએ એકે એકે વહ્યાં, પ્રભુ, કાષ્ટ મેં,
દિવસરજની બેઠે ગાળે દળ્યા દળણા મથી.

( અનુષ્ટુપ્ )

ગૌરીના વ્રતમાં આપ્યું ભાભીએ ચીર પ્હેરવા,
સહાસુખે ગ્રહ્યું કાંઇ કહે ભાભી, 'વ્રત ટોળ્યું' આ.'

( ઉપજાતિ )

અને ગુન્હો એ શિર મેલી ભારે,
અપ્રીતિ ભારે ઉછળાવી ત્યારે;
ખીજે ભરાઇ ધુધવાઇ ભ્રાતે,
કહ્યું પિયાને, 'દઉં દંડ કહે તે.'

( હરિણી )

નિજ સમય એ સાધી ફોલે ભવાન્તરવૈરિણી,
વદી અધમ, " આ રંગો એને રુધિર જ ચૂંદડી."
અરર વદતાં એવું એની ન જીભ તુટી પડી !
અરર મુજ ભ્રાતા કેરી શે મતિ ગઇ'તી ખુડી !

( શિખરિણી )

કરી આજીજીઓ પણ કરી શકી કાર ન જરી,
બધી યે મારી ત્યાં કરી વિનવણી વ્યર્થ નિવડી;
હતી ઉભી માથે ત્રિય નહિ જ એ ડાકણ ભુંડી,
મને બંધુ ભાભી ઉભય મળી છુંદી પુરી કરી.

( અનુષ્ટુપ્ )

બ્હેનના રક્તથી રંગી બંધુએ ભલી ચૂંદડી,
પૂરાયા કોડ ભાભીના, દાટ્યું દિલ રડે અહીં.

સાત સાત ભાઇ તો પરદેશ ગ્યા' તા,
ઘરડેરા માબાપ કાશી ગ્યા' તાં,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
બગડામાં સોનબા એકલા.

૬૯

રા. રા. પરમાનંદ મણિશંકર આપજાદર:

## વસંતની કોયલડીને

(મિશ્ર હરિગીત)

કોકિલ! વેણુ ખોલજે!
ઝલકે અનિલ ઝબોળજે!
મધુરસ ભરી,
મુદ મન ધરી;
ઉરમાં અમી રસ ઢોળજે!
જન કૈક દુઃખાબ્ધિમહીં ડૂબી ગયાં,
બન્નારાથી કદુફળ જીવનપંથે થયાં;
ત્યાં ઉગતાં સુપ્રભાત જેવી, આશને ઝળકાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, મુદ મનસદનમાં લાવજે!

વાસંતિ વાયુ વ્હાય છે,
પરિમળ વહી પ્રસરાય છે;
વન ફુલ ફુલે,
મદભર ઝૂલે,
જગ રમ્યતા સુહાય છે;
હર નૂતનરંગ-ઉમંગથી છલકાય છે,
ધ્વજ વિજયનો બ્રહ્માંડમા ફરકાય છે;
તેમા રસાળની ડાળથી, ત્હું મધુર સ્વર ઝંકારજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, ઋતુરાજને સત્કારજે!

દેવી દિશા ઉમંગથીઃ-
રંગી અનેરા રંગથી,
સરસર સરે;
જગપટ પરે,
ઓપી પ્રભામય અંગથી;
રાચી રમે રામે અનુપ વિલાસથી,
ઝળહળ વિમળ, જળસ્થળ કરે ચોપાસથી;
દેશીતથી પદતાળોમાં, સ્વર લાલ ત્હારો પ્રેરજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનમાં, મધુ દિવ્ય સંગીત રેલજે!

૬૯

નંદનવનેથી ઉતર્યાં,
દેવી વસંત પ્રભમયો;
રસ રેલતાં,
નભ ખેલતાં;
ઉદધિ તણા ઉદરે સથી,
પદ્યોષ જનમન, ગગન તટ વ્યાપી રહ્યો,
રસપૂર્ણતાના કિરણે, રવિ વિશ્વમાં દીપી રહ્યો;
તું કંઠનો મંજુલ ધ્વનિ, ઉલ્હાસપૂર્ણ વહાવજે!
પ્રિય કોકિલા! તુજ કૂંજનથી, અમીરસ ઉરે ઉછળાવજે!

શિશિરને દંડાવતી,
ગગનાંગણે છૂપાવતી;
— — શીતતા હરી; -
લલિતા ભરી;
જગને વસંત દીપાવતી,
રસ ચેતને જો! દિવ્ય જ્યોતિ ઝળહળી,
તરુ, પલ્લવો, ફૂંલો, લતાને ફળ વળી;
ઉત્સાહ નૂતન પૂરવા, મધુરવ તહીં રેલાવજે!
પ્રિય કોકિલા! તુજ કૂંજનથી, મૃદુતા બધે ફેલાવજે!

સાહિત્ય સંગીત અંગનાં,
ગુંજારવો હા! ભૃંગના;
મધુરસ ભરે,
રસબસ કરે,
કલરવ મીઠા વિહંગના,
આશિર્વચનથી સૌ વસંત વધાવતા,
નિજ રવથકી સ્નેહાર્દભાવ જગાવતા;
કવી સ્તોત્ર દિવ્ય વસંતનું, તુજ ઉર્મિઓ ઝળકાવજે!
પ્રિય કોકિલા! તુજ કૂંજનથી મનુહૃદયને ચળકાવજે!

પ્રેમી અરે! રીબાય છે,
અંતર દુઃખે દુભાય છે;
નીર ખુબ ભરી.
નયને ઝરી;
કુમળાં હૃદય કરમાય છે!
આશા નિરાશા મધ્ય પ્રેમી લટકતાં,
ઝખ્મી જિગરમાં દુઃખ કંટક ખટકતાં;

દુઃખી હૃદયના દુઃખના સંતાપ ત્હું વિસરાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂજનમાં, પ્રણયાર્દ્રતા પ્રસરાવજે!

સુદ અમ હૃદયમાં છાઈ દે!
સંગીત રસ બસ પાઇ દે!
મધુરવ ભરી,
અમીરસ ઝરી;
આનંદકેરી વધાઈ દે!
સૌ જનહૃદયને પ્રેમપાન કરાવીને;
ત્હુજ ટહુકડે શાન્તિ અનેરી ધરાવીને,
સ્વર્ગીય મંજુ સ્વરથકી, જગમાં મધુરતા છાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂજનથી પ્રભુતા પ્રકાશ પ્રકાશજે!

૭૦

સ્વ. આણુશંકર પ્રેમશંકર શાસ્ત્રીઃ

# ચિત્તસ્વભાવ

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. અમૃતલાલ આણુશંકર વૈદ્યશાસ્ત્રી)

(૫૬)

હરિણુ મન મારૂં રે ભવાટવીમાં ભટકે
સદ્દગુણથી બાંધું રે ત્યાંથી પાછું છટકે! ધ્રુવ.
યૌવનનું અંધારૂં ભારે તેમા શું દેખાય?
સન્મારગને સાવ તજીને વિષય વિષે લપટાય
હરિણીની સાથે રે રમે લાખો લટકે! હરિણુ૦
મૃગતૃષ્ણા દેખીને તરસ્યું જળ પીવાને જાય
હરિયું કાઢી હેરાન થતાં પણ પાણી ક્યાંથી પીવાય?
હજી હડકાયું રે જુવો ને ક્યા અટકે! હરિણુ૦
લીલું ખડ દેખી લલચાઈ આંખ મીંચીને ખાય,
પાણી વિનાના ઉંડા કુવામાં પડતાં પછી પસ્તાય,
વેલાને વળગી રે અધર ઊંધું લટકે! હરિણુ૦
મારે છલંગ નિસરવા બાહિર તેમ વધુ સપડાય,
કોટિ કંટક કાયામા લાગે થાય પીડા હાય હાય!
સુખ ક્યાથી પામે રે-કાંટા રગ રગ ખટકે! હરિણુ૦

૭૧

રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરઃ

## વિરહનું આંસુ

( ૫૬ )

ક્યાં ય ઉર થરપે* નવ મ્હારૂં, રે પ્રભુ, હું તે કેમ જિગર હારૂં!

ઝરમર ઝરમર આ ઝરી ર્‌હે છે વાદળિયું ઉર ભોળાં;
મંદ મંદ ગતિ રમે અનિલ આ એકલ વણ્ય મળી રોળાં:– પ્રભુ૦ ૧

કૂજે કોકિલ ઘડિ ઘડિ વિસમી અધિક અધિક રઢિયાળું;
મ્હોર ફળી ફુલ સ્નિગ્ધ વેલ તરુ વ્હે ન વહે મદ વારુઃ– પ્રભુ૦ ૨

સંધ્યા, તુજ આ ભભક અનેરી ચમક જ ઘેરી ચલાવે;
સુતનુ કુરંગી વત્સથી ખેલતી સ્મૃતિસણકા સળકાવેઃ– પ્રભુ૦ ૩

હાય! દિવસ આવો જ હતો એ સાંઝે આમ ખીલી'તીઃ
અમે ચાંદની તે પછી ઉજળી નદીવાંકે પીધી'તીઃ– પ્રભુ૦ ૪

છે એ સંધ્યા, નદી, બગીચો, એ જ કુરંગી, કોકિલ;
એ સૌંદર્યઅમી પણ–જાતાં એક–બન્યું વિખ કાતિલ!
પ્રભુ હું તે કેમ જિગર હારું રે ક્યાં ય ઉર થરપે નવ મ્હારું! ૫



*. ટિપ્પણ. પૂના, ૧૯૧૭; ફાગણ માસનું માવઠું સ્હવારે કરાં સાથે, પાછલે પ્રહરે અને લગભગ સંધ્યાકાળ સુધી આવણના સરવડિયાં જેવું.

થરપે, તૃપ્તિ પામે. કાઠિયાવાડી ભજનોમાં આ શબ્દ જોવામાં આવે છે; કદાચ રેકની આખી લીટી પણ બની હોય.—મદ, આમોદ; વારુ, રુચિકર; સાંઝે, સાંઝ પણ.

૭૨

કવિશ્રી ભાલણ :

# કાદંબરીમાં પ્રકાશતો અનુમરણનો ઉત્સાહ.

( કાન્તમાલા માટે મો વનાર રા રા કેશવલાલ હ ધ્રુવ )

( ૫૬ )*

ચંદ્રાપીડ દીઠૂ ગતપ્રાણ, પૃથ્વી પડિયૂ મૃત નિર્વાણ
દેખ્યા સહસા ' આ શૂ ?' કહિ, ધ્રુજિ તન, વિરહિ વપુ દહિ
ઊઘિ મુખિ પડિ તે જિહા, મદલેખાઇ ઝાવી તિહા.
પત્રલેખા જોઇ અડવડી, મૂર્ઝા ખાઈ અવનિઇ પડી.
મદલેખા ઇ કરિ આક્રંદ, દીન ધામણી દીસિ મદ.
' હા હા નાથ ?' કરી નિરોય, સ્વામીના મુખ સાહામૂં જોય.
કાદબરીનિ વળી સાન. નિશ્ચલ મૂઢ થઈ રહી સ્થાન.
રાના મુખ ઉપરિ મુખ ધરી સ્તભી દૃષ્ટિ રહી સુદરી.
નીસાસુ જાણી વીસર્યું અથવા ક્રોધ તે ઉપરિ કર્યુ
અરણ્ય વદન જાણી શૂ શશી ગાહુ રહ્યુ છિ પૂરણ ગ્રસી.
પરશુધ છેદી વલ્લી જિમ, અધરપલ્લવ કરમાણા તિમ.
જાણી શ લિખી પૂતળી, ઓની ચચળતા ઇ ટળી

એ દેખી સખીની રીતિ મદલેખા ઇમ બોલી પ્રીતિ.
બોલી, સખી ' કા થઇ અચેત ? અકસ્માત કો વલગુ કેત ?
નવિ બોલિ. આસૂ નવિ પડિ. હીણુ જાણ્યુ તુઝ હઇઅડિ
ફાટિ અતિશિ ભર્યૂ તડાગ, તિમ ફાટશિ તે સહસ્ત્રિ ભણિ
એહ સાભળી મદિરા માય. ચિત્રરથ જીવી શૂ કરિ ?
કુલ બેહૂના, જાણુજો, નથી, તુંનિ ઘણૂં શૂ કહીઇ કથી ?

એહવા વચન હૃદય માહિ વસી કાદબરી બોલિ કાઇ હસી.
ગિહિલી ' એ શા કિહિ છિ વાણિ ? હૃદય કિહા ફાટિ પાષાણ ?
વજ્જસાર એ કિમહિ નવિ દ્રવિ, કોટિ પરિના દુ ખ અનુભવિ,
જે જોઇ આ દુ ખની ઝાલ સહસ્ત્રખડ ન થયુ તતકાલિ
જીવિઇ તેહનિ માત નિ તાત, મરવૂ તુ કુહુ નિ શી વાત ?

---

* રાગ વિરાડી, એ તાલી તાલ

સહીરો આત્મા નિ પરિજન મરતાં સંભારવાં નહિ મંન.
પામ્યૂં વલ્લભ તણું શરીર એ આધાર ધર્યું ચિત ધીર.
જીવંતાં તુ સુખસંભોગ, મુઇ અનુમરણસંયોગ,
તે હૂં પામી છૂં એકાંતિ બહુ પ્રકારિ દુઃખની શાંતિ.
માહારિ અર્થિં આવતાં રાય પ્રાણ છાંડિયા; મેહેલી કાય.
ભાર એ વહુ મુઝ શિરિ ધર્યું; માહારુ આત્મા અતિ ગુરુ કર્યું.
જુ હૂં હવિ સદન આદરૂં, તુ તાં આત્મા હલુઉ કરૂં.
પિઉનિ સ્વર્ગિં ચાલતાં માય ! રોઈ તુ અપશુકન થાય.
સુરપુરિ જાતુ જોઈ નાથ હૂં હરખિ જાઉં છું સાથિ.
આનંદની વેલા જુ પ્રેમ, ઉચ્છવ માંહિ રોઈ કિમ ?
હછી ધર્મ રોવાનૂં કાજ ? સઘલાં દુઃખ ગયાં મુઝ આજ.
માહારિ અર્થિં છાંડયા પ્રાણ તે સાથિ કરવૂં પિયાણ,
તુ તિ શું ગિહિલૂં એ કહ્યૂં ? રોવૃં મુઝ મન માંહાં નવિ રહ્યું.

( ૫૬ )*

આજ જીવવૂં તેહ મરણ રે, મરણ તે જીવિત જાણ,
સ્નેહ કાંઇ મુઝ શૂં હુઇ તુ તે એણી પાર આણ,
માહારુ વાહાલુ હો એટલુ પરિ જાય ?.
જીવી શૂં સુખ ભોગવૂં, જુ એહનિ મૂંક્યૂં કાય ? ધ્રુવપદ.
તુ તૂં તે પિરિ કરજે, બાઈ, જમ માત નિ તાત
માહારિ શોકિ પ્રાણ ન છાંડિ, તેહવી કિહિજુ વાત; માહારુ૦
સહીરો પરિજન જે ધરી આવી સૂતૂં દેખી નિ રોય,
તેહવી પરિ તૂં કરજે, બાઇ, દુઃખી ન થાઇ કોય. માહારુ૦
આંગણિ આંબાવૃક્ષ સુત જે, સજની, યતન માંહાં ધરજે;
માધવી લતા સંઘાતિ તેહનુ વિહિવા ચીંતઈ કરજે. માહારુ૦
ચરણ તલિ મિં અતિ લડાવ્યુ અશોક સુંદર વાન;
કાનિ ધરવાનિ પણિ અર્થિં રખે ચૂંટુ એક પાન. માહારુ૦
માહારી ઊછેરી માલતી, તેહનાં પુષ્પ જ જેહ,
દેવાર્ચનનિ અર્થિં લેજ્યો અવરિ મ લેશુ તેહ. માહારુ૦
આમ્રવૃક્ષ જે સ્વિઇ મિં રોપ્યુ, એહનિ પાણી દેજ્યો;
ફલ થાઇ તિમ યત્ન જ કરજ્યો; તેહ તણુ ફલ લેજ્યો. માહારુ૦
મંદિરિ માહારિ જે ઊશીસિ કામ તણા પટ મૂઢ,
તે લેઈ નિ ફાડી નાંખજ્યો. હૂં અ રાખતી ગૂઢ. માહારુ૦
પંજર માંહિ જે શુક સારિકા કાલિંદી પરિહાસ,

---

* રાગ વિગડી, યતિ તાલ.

એ બાપડાંનિ મેહેલી દેજ્યો. ઇચ્છાં જાઇ વનવાસિ. માહારુ૦
નકુલિકા નામિ જે હરણી સૂતી મુજ ઉચ્છંગિ,
તેહનિ તૂં ખૂલિ બઇસારે. અતિ છે સુંદર અંગ. માહારુ૦
બાલ હરિણુ મિં જે પાલ્યુંહુ, મેહેલુ કિહી તપોવંન.
હંસ મરિ નહિ તિમ મેહેલજ્યુ સર વાપી જલ ધંન. માહારુ૦
ક્રીડાપર્વત જે તાં માહાર, કરજ્યો તાપસ શર્ણિ.
બ્રાહ્મણનિ તાં દાનિ આપજ્યો, માહારાં જે આભર્ણ. માહારુ૦
વીણા માહારી અતિ જે વાહાલી, તે તૂં ધરજે, બાઇ.
યથાયોગ્ય વિહિચી નિ આપજ્યો, બીજી જેહ સજાઇ. માહારુ૦
હૂં આ દેહનિ ચંદન ચરચી સારી સવિ શણગાર
વાહાલાનિ કંઠિ વલગી નિ મેહેલૂં અગ્નિ મુઝારિ. માહારુ૦

૭૩

રા. રા. "મજનુન":

## છેલ્લો ચુકાદો

(ગઝલ)

આજે ગણી ત્હારી કૃપાનું પાત્ર હાથ હવે ગ્રહે છે !
વીતી ગયેલી વાતની યાદી હજી આ દિલ દહે છે.

ત્હારી કસોટીના બધા દરિયા તરી હું પાર આવ્યો !
એ ઝુલ્મની ફરિયાદ કરવાનું હવે બાકી રહે છે.

ભોળા બિચારા આશકો, શતરંજના લાચાર પ્યાદા,
ત્હારા તરંગી દાવમાં કદમે કદમ જખમો સહે છે.

આશા નિરાશા એક કરી એ રાહમાં હું યે ભમ્યો 'તો,
સ્મરણો થતાં તેનાં હજી આ નયનથી ઝરણાં વહે છે.

× × × ×

પાંપણ હસી સ્મિત વિસ્મયે છેલ્લો ચુકાદો દાખવે છેઃ—
**એ આશકોની રીત–લો ! એમાં મ્હને તું શું કહે છે !**

૭૪

રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

# રમણીય બચપણ

(અનુષ્ટુપ્)

નદીની ભેખડો સ્હામે, ઝૂંપડી એકલી હતી
આગણે રમતી બાલા, નાચતી ખેલતી હતી.

(વસંતતિલ-)

સંધ્યા સલૂણી, કંઇ તાગલિયા ઝરે છે,
"પી, બાપુ' પી," શ્રવણ એ અથડાય શબ્દ
ન્હાનુંક એક દીસતું મૃગલું રૂપાળું,
ને પાસ છે રમતિયાળ કુમારિકા એ.
અંગાંગ કોમલ, સુકોમલ શીંગડીઓ,
ખાતું હજી નવલ કૂંપળ મંજરીઓ,
ન્હાનો હતો કુસુમ-મંડપ સા લતાનો,
બાંધ્યું થડે ઘુઘરીમંડિત દોરડીએ
બાલા નીચે નમી પછી પગ ટેકવીને
મ્હોમાં ધરે કવલ ભોજનના ધીમેથી
પંપાળતી દિલ ધીસુ કર ફેરવીને,
ભાઇસમી પરમ વ્હાલ થકી જમાડે
એ આમ વ્હાલ ભરી ન્યાં ખવરાવતી'તી
પેલું કુદે ઘડી ઘડી પુછડી હલાવી
'પી, બાપુ' પી' ફરી વદી મધુરી મિઠાશે,
ને રાન રમ્ય રટતું ફરી બોલ હોંસે
પાની કરી જલ બધું જતી'તી જ બાલા,
વાંકા નચાની તિરછા દગ લોલ દીર્ઘ
ચોગ ભરી ડગ વળી અટકી ઉભી એ,
ઘેરા અગમ્ય સુખભાવ તરી રહ્યા કૈં
કં બ્હીક, કે ફિકરથી ગભરાઇ ભોળી
પાછી ફરી હરિણ પાસ ઉભી અધીરી
લૂછી ગરીબ નયનો નિજ પાલવે ને
ખોળા મહીં લઇ પુછે મૃગને દયાથી—
"શું થાય બાપુ' કંઇ બોલ, ત્હને શું થાય?
કાં દોરડી પ્રતિ પળે તુજની તણાય?

